-વાર્તામાળા. ૧ લું, પુષ્પ.

# રાજપૂતોનો રણયજ્ઞ.



વિવિધ-વાર્તામાળા-ઓફીસ.

રાયપુર—અમદાવાદ.

વિવિધ વાર્તામાળા. ૧ લું પુષ્પ.

# રાજપૂતોનો રણયજ્ઞ.

ઐતિહાસિક નવલકથા.

યોજક—
ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ.
ભારતી મન્દિર—બરવાળા.

પ્રકાશક—
ઉદયચંદ લાલચંદ પંડિત.
વ્યવસ્થાપક,—વિવિધ વાર્તામાળા.
આકાશેઠના કુવાની પોળ—અમદાવાદ.

કિંમત. ૦-૧૨-૦.

# વિવિધ-વાર્તામાળા.

## ગ્રાહકો માટેના મુખ્ય નિયમો.

૧ આ માળામાં સામાજીક, ઐતિહાસિક, ડિટેક્ટીવ અને વિવિધ વાર્તાઓના દર વર્ષે ચાર કે પાંચ પુષ્પ ( પુસ્તકો ) દર ત્રણ ત્રણ મહિને પ્રકટ કરવામાં આવશે.

૨ આ માળાના કાયમના ગ્રાહક થનારને **પ્રવેશ ફી આઠ-આના** પ્રથમથીજ આપવા પડશે અને તેવા દરેક ગ્રાહકને આ માળાદ્વારા પ્રકટ થતાં પુસ્તકો અર્ધી કિંમતે આપવામાં આવશે.

૩ દરેક પુષ્પ તૈયાર થતાંજ તેની સૂચના વિગેરે કાયમના ગ્રાહકોને દશ દિવસ અગાઉ એક પોષ્ટકાર્ડથી આપવામાં આવશે. પુસ્તક ૧૦૦થી ૨૫૦ પાનાનું થશે. પુંઠું વિગેરે સુશોભિત અને મજબૂત કરવામાં આવશે.

૪ આ માળાના ગ્રાહક થનારને આ માળાનું પ્રથમ પુસ્તક ( પુષ્પ ) **રાજપૂતોનો રણયજ્ઞ** કે જેની કિંમત ૦-૧૨-૦ છે તે પ્રથમ અર્ધી કિંમતે આપવામાં આવશે અને તેની સાથેજ કાયમના ગ્રાહક તરીકેની ફી ૦-૮-૦ વસૂલ કરવામાં આવશે. એટલે કે-રજપૂતોનો રણયજ્ઞની કિંમત ૦-૬-૦ પ્રવેશ ફી ૦-૮-૦ અને પોષ્ટેજ ૦-૨-૦ એમ કુલ રૂ. ૧) નું વી. પી. મોકલવામાં આવશે.

૫ આ માળાનું પ્રત્યેક પુષ્પ તૈયાર થતાં દરેક ગ્રાહકને વી. પી. થી મોકલવામાં આવશે અને તેનું પોષ્ટેજ તથા વી. પી. ખર્ચ કાયમના ગ્રાહકને શિર રહેશે.

૬ પરદેશના ગ્રાહકોએ પોષ્ટના નિયમ મુજબ પોષ્ટેજ ખર્ચ વધુ આપવું પડશે. તેવા ગ્રાહકોએ ૫ શીલીંગનો બ્રીટીશ પોષ્ટલ ઑર્ડર અગાઉથીજ મોકલવો, તે મળ્યા પછી તેમને દરેક પુષ્પ જેમ જેમ તૈયાર થશે તેમ તેમ મોકલી આપવામાં આવશે.

૭ કોઇ પણ પુસ્તક ગ્રાહક તરફથી વી. પી. ન સ્વીકારતા પાછું વાળશે (Refused) તો તે ગ્રાહકના પ્રવેશ ફીના આઠ આના ઉપર હક તેનો રહેશે નહિ. તેવા ગ્રાહકોનાં નામ લીસ્ટ-માંથી કમી કરવામાં આવશે.

૮ કોઇ પણ ગ્રાહકને આ માળાનું વર્ષ પુરૂ થયા વિના ગ્રાહકમાંથી કમી થઇ શકાશે નહિ. આ પ્રમાણે કમી થયેલા **ગ્રાહકોની પ્રવેશ ફીના આઠ આના** તેમના ખર્ચે પાછા મોકલવામાં આવશે.

૯ વર્ષની અધવચમાંથી નવા થનારા ગ્રાહકોને આ માળાના પ્રથમ પુસ્તકથી (તે વર્ષના) ગ્રાહક તરીકે નોંધવામાં આવશે, અને તે વર્ષમાં પ્રકટ થએલાં પુસ્તકોમાંનાં જે સિલકે હશે તે બધાં તેને વી. પી. થી મોકલવામાં આવશે.

૧૦ આ માળામાં પ્રકટ થએલા-થતાં પુસ્તકો માળાના કાયમના ગ્રાહકોનેજ અર્ધી કિમ્મતે મળશે, બીજા પાસેથી પુરી કિમ્મત લેવામાં આવશે.

૧૧ આ ઉપરાંત વિશેષ ખુલાસાની જરૂર જણાય નિચેના સરનામે જવાબ માટે ટિકીટ બીડી પત્ર વ્યવહાર કરવો.

વ્યવસ્થાપક-વિવિધ-વાર્તામાળા.
આકાશેઠના કુવાની પોળ-અમદાવાદ.

---

# વિવિધ-વાર્તામાળાનું બીજું પુસ્તક.

## વનવાસી

યાને

## ગુજરાતમાં સ્વરાજ્યની ગર્જના.

આ એક ઐતિહાસિક વાર્તા આઠમા સૈકામાં બનેલા ખરા બનાવનું આબેહૂબ ચિત્ર-ચરિત્ર છે. તે સમયે ગુજરાતીઓએ સ્વરાજ્યની ગર્જનાથી આખા ગુજરાતને ગજાવી આખરે સ્વરાજ્ય મેળવ્યું હતું. તે વિષય ઉપરાંત દેશભક્તિ, સ્વદેશપ્રેમ, વીર, શૃંગાર, કરૂણા અને મૂર્તિમંત સ્વદેશાભિમાન આદિક રસોનું મનોહર, હૃદયંગમ અને આખા જીવનને ફેરવી નાંખે, તેવા બનાવો આ પુસ્તકમાં છે. આ પુસ્તક વાંચવાથી હૃદયમાં એક જાતની નવીન ભાવના ઉત્પન્ન થાય છે. ગરવી ગુજરાતના ગૌરવરૂપ આ પુસ્તક દરેક ગુજરાતીને માટે ગુજરાતના પૂર્વજોના અમૂલ્ય વારસા રૂપ છે. ટુંક સમયમાં પ્રકટ થશે. તેનો લાભ લેવા—

વિવિધ-વાર્તામાળાના સત્વર ગ્રાહક થાઓ.

લખો-વ્યવસ્થાપક, વિવિધ-વાર્તામાળા.
રાયપુર-અમદાવાદ.

# राजपूतोनो रणयज्ञ.

## એક ઐતિહાસિક નવલકથા.

### ૧ પૂર્વ વૃત્તાંત.

આજ રાજસ્થાનમાં આહેરિયાનો ઉત્સવ છે. જનકોલાહલપૂર્ણ રાજનગર આજ જનશૂન્ય છે. રાજમાર્ગમાં કોઇ માણસો નથી. મકાનોમાં પુરતી વસ્તી નથી. રાજધાનીમાં કોલાહલ નથી. આજ બાળક, વૃદ્ધ, યુવા સર્વે વન, ગિરિકન્દરા કે શૈલશિખર ઉપર મૃગયાને માટે ગયાં છે. સૂર્ય હમણાંજ અસ્ત થઇ ગયો છે. પશુયુદ્ધની રંગભૂમિમાંથી હજીસુધી કોઈ પાછું આવ્યું નથી. હંમેશ તો સન્ધ્યા સમયની પહેલાંથીજ રાજ સમુદ્ર નામક સરોવરને કિનારે લોકોની બહુ ભીડ થતી: કિન્તુ આજ ત્યાં કોઇ પણ નથી. કેવળ તલાવના કિનારા ઉપર આવેલા વિષ્ણુમન્દિરના દરવાજા ઉપર શિશિર મથિતા પદ્મિની જેવી એક શુભ્ર વસના, આલુલાયિત કુન્તલા વિધવા યુવતી ફૂલ તથા બિલીપત્ર આગે રાખી હાથ જોડી, શિર ઝુકાવી અર્ધ ખુલ્લાં નયનો તથા દુઃખભરયા વચનોથી ભગવાન પાસેથી ઇચ્છિત વર માગી રહી છે. તેનાથી થોડે છેટે શુકલ દશમીની અપૂર્ણકલાવાળા બાલેન્દુ જેવી એક દશ વર્ષની સુન્દર બાલિકા કુસુમ સ્તબક લઇ નમ્ર કિંશુક તરૂની નીચે ઉભી ઉભી ઉપર જોઈ રહી છે.

તે વખતે એક પંદરેક વર્ષની ઉમ્મરનો બાળક તે તળાવને કિનારે આવી ઉભો રહ્યો. બાળકનું શરીર રૂધિરથી ખરડાએલું હતું. તેની કમરમાં તલ્વાર લટકી રહી હતી. તેણે બે હાથમાં બે પક્ષીઓ પકડી રાખ્યાં હતાં. બાળક પોતાના શરીર ઉપરનું લોહી ધોવા માટે તળાવનાં પગથીઆં ઉપર ઉભો રહ્યો. કિન્તુ તે હાથમાંનાં પક્ષિયોને કયાં મૂકે ? જો નીચે મૂકે તો તે ઉડી જાય. તેણે કિંશુક વૃક્ષની નીચે એક બાલિકાને ઉભેલી જોઇ. તરતજ તેણે તેની પાસે જઇને પૂછ્યું ‘ તમે કોણ છો ? અહીં એકલાં ઉભાં રહી આકાશ તરફ શું જુઓ છો ? ’

બાલિકાએ એક ઉંચી ડાળી તરફ આંગળી વડે દેખાડીને કહ્યું ‘ આ જુઓ. કેવું મોટું અને સુન્દર ફૂલ ખીલી રહ્યું છે ? ’

'તમે શું તે ફૂલ લેશો ?'

'શી રીતે લઉં ? તે તો બહુજ ઉંચે ખીલ્યું છે.'

બાળકે હસીને કહ્યું—'ઉંચી ડાળીનું પુષ્પ શું કોઈ નથી તોડી શકતું ? તમે મારાં બન્ને પક્ષીઓ પકડી રાખો; હું હમણાં તમારે તે ફૂલ તોડીને તમને લાવી આપું છું.'

બાલિકા બન્ને પક્ષીઓને હાથમાં લઇ વૃક્ષની તરફ જોતી બોલી 'પણ તમારા શરીરમાં બહુ કાંટા વાગશે.'

બાળકે કહ્યું—'કાંટા વાગે તેથી શું રાજપૂત કુમાર ફૂલ તોડવામાં ડરી જશે ? આ જુઓ. આજ હું પણ પશુયુદ્ધમાં ગયો હતો; કિન્તુ મને બાળક જાણીને સર્વેએ સર્વની પાછળ રહેવાનું કહ્યું. એક જંગલી સુવર સાથે સોલંકી સેનાપતિ વિક્રમસિંહને યુદ્ધનો આરંભ થયો. મેં જોયું કે સેનાપતિ પશુયુદ્ધમાં હારી ગયા છે અને સુવરના દાંતથી તેમનું હૃદય વિદિર્ણ થવા ચાહે છે. તે વખતે તરત હાથમાં તલ્વાર લઇ હું પાછલી બાજુથી સેનાપતિની આગળ જઇ ઉભો રહ્યો. આ જુઓ મારી છાતીમાં સુવરના દાંતનું નિશાન હજુ પણ છે તે જુઓ. રૂધિર ચાલી રહ્યું છે કિન્તુ શું હું તેથી ડરૂં છું ? તે પછી એ પક્ષીઓ પકડવા માટે જ્યારે હું સઘન વનમાં પેઠો ત્યારે આ જુઓ મારા શરીરમાં કેટલા કાંટા ખૂંચ્યા છે તેજ હું, શું હવે એક ફૂલ તોડવામાં ડરી જાઉં ?'

બાલિકા ફૂલ મળવાની આશાથી બહુ પ્રસન્ન થઇ. કિન્તુ બાળકના દેહમાં કાંટા ન ખૂંચે તે બાબત તેને બહુ ચિંતા થવા લાગી. તેણે પોતાના કપોલ ઉપર આવેલા વાળને ઠીક કરી કહ્યું—'તમારા શરીરમાં જો કાંટા વાગે તો મને દોષ ન દેશો !'

બાળકે જોયું કે બાલિકાનું વદન જેવું સુન્દર છે તેવીજ તેની વાતો પણ મધુર છે. ઉપર જણાવ્યું તેમ સૂર્ય અસ્તાચળમાં ગયો છે. અસ્તોન્મુખ રવિની રક્તમય છાયા બાલિકાના બાલેન્દુ વદન ઉપર પડીને તેને તેથી પણ વધારે ઉજ્જવલ બનાવી રહી છે. કોયલો સપ્તમસ્વરથી લોક મનોમોહિની સુધાંશુ પ્રણયિની ગાન આલાપી રહી છે. રાજ સમુદ્રની વિરંચિમાલાઓ સંગેમરમરનાં પગથીઆંઓ સાથે પ્રેમ કલ્લોલ અને પુલક હિલ્લોલથી નાચી રહી છે. મૃદુ સમીર તરંગ આલિંગનથી તપન તપ્ત ચંચલદેહ શીતળ કરી યામિનીની સાથે વિહાર કરી રહ્યો છે. શુકલ યામિનીના નીલવસનના પાલવમાં એ એક હીરકખણ્ડ આકાશ પ્રાંતમાં દેખાય છે. સુધાંશુ નીલ આકાશના પડદામાંથી મોઢું બહાર કાઢી આશાને નિરાશાના હિંચકા ઉપર હીંચી રહ્યા છે.

બાળકે એકવાર ચારે તરફ જોયું. પછી બાલિકાનાં ચકિત હરિણી જેવાં ચંચળ નયનો તરફ જોઇને કહ્યું–' જો તમારે માટે પુષ્પ તોડતી વખતે આ શૈલખણ્ડોના સર્વ કાંટાઓ મારા હૃદયમાં વાગે તો પણ હું તમારી ઉપર નારાજ થઇશ નહિ.'

બાળક કૂદીને કનકમય શૈલખણ્ડ ઉપર ચડી ગયો. તે વખતે એક પક્ષી બાલિકાના હાથમાંથી ઉડી ગયું. બાળકે ફૂલ તોડી નીચે આવી પૂછ્યું–' કેમ, પક્ષી કયાં ઉડાડી દીધું ?'

' શું મેં ઉડાડી દીધું છે ?'

' તેમ નહીં તો તે શી રીતે ઉડી ગયું ?'

' હું ચિંતાતુર ચિત્તે તમારી ફૂલ તોડવાની ક્રિયા જોઇ રહી હતી. અને આવી રીતે–આ લ્યો, આ પક્ષી પણ ઉડી ગયું !"

બાલિકાના હાથમાંથી બીજું પક્ષી પણ ઉડી ગયું, બાળક નારાજ ન થયો; પરન્તુ બાલિકાના લજ્જા તથા ક્ષોભથી રક્તવર્ણીય વદન તરફ જોઇને બોલ્યો–' આપનું ફૂલ લ્યો. હું હમણાં બન્ને પક્ષીઓને પકડી લાવું છું. તમે જરા અહીંજ ઉભાં રહો.'

બાળક પુનઃ શૈલખણ્ડ ઉપર દોડી ગયો.

જે વિધવા યુવતી મન્દિરના બારણામાં ઉભી રહી પૂજા કરતી હતી; તેની પૂજા સમાપ્ત થઇ. તેણે બાલિકાની પાસે આવીને તેના મોઢા ઉપર ચુંબન લેતાં કહ્યું–' ચાલ બ્હેન ! સન્ધ્યા સમય વીતી ગયો. રાણાજીને સુવાનો સમય હમણાં થશે.' તે બાલિકાને લઇને ચાલી. કેટલેક દૂર જઇને તેણે પૂછ્યું ' બ્હેન ! વારંવાર તે પહાડ તરફ તું શું જુએ છે ?'

બાલિકાએ ભાંગ્યા–તૂટયા શબ્દોમાં કહ્યું–' શું મા ! તે સુવા માટે નહિ આવે ?'

× × × ×

એક વખતે ગરમીના દિવસોમાં મધ્યાહ્ન સમયે ઉદયપુરના રાજપ્રાસાદમાં મહારાણા જયસિંહની મોટી રાણી કર્ણાવતી ઉદાસ ચહેરે નીચું મસ્તક રાખી પલંગ ઉપર બેઠી હતી. કેટલાક દિવસોથી તેનું હૃદય શાન્ત નથી. તેનો પંદર વર્ષનો શિશુપુત્ર કુમાર અમરસિંહ આજ બે મહિનાથી આહેરિયાના ઉત્સવ નિમિત્તે પહાડોમાં શિકાર કરવા ગયો હતો. તે દિવસથી કુમાર એકલો ઉદાસ બેસી રહેતો હતો. વખતસર ભોજન કરતો નહોતો. કોઇની સાથે સારી રીતે વાતચીત પણ કરતો નહોતો. કોઇ કોઇ વખતે રાત્રે એકલો રાજસમુદ્રને કિનારે જઇને

બેસી રહેતો હતો. કોઇના પૂછવાથી સ્પષ્ટ જવાબ આપતો નહોતો. એ બે મહિનામાં વૈદ્યોએ અનેક તરેહના ઉપચારો કર્યા કિન્તુ કોઇ રીતે રાજમહિષી પુત્રની વિયોગજન્ય ઉદાસિનતાને દૂર કરી શકી નહિ.

દેવી કર્ણાવતીની પાસેજ બીજા પલંગ ઉપર ન્હાની રાણી કમળાદેવી દર્પણની સામે બેસી પોતાના હસ્તદ્રયથી કેશને સમારી રહી હતી. વચમાં વચમાં કોમળ કણ્ઠથી કાંઇક ઝીણું ઝીણું ગાન પણ કરી રહી હતી. પાછળ દાસી ચુપચાપ ઉભી હતી. ઇતિહાસજ્ઞ વાચકોના સ્મરણમાં હશે કે પરમાર રાજવંશ સંભૂતા કમળાદેવી ઇતિહાસમાં 'અભિમાનિની રાણી'ના નામથી પ્રસિદ્ધ છે. કમળાદેવીએ કેશવિન્યાસ કરી દર્પણમાં પોતાના તામ્બુલરાગ રંજિત અધરના પ્રતિબિમ્બનું નિરીક્ષણ કરતાં કર્ણાવતી તરફ જોઇને કહ્યું. 'બ્હેન! તમે તો કોઇની વાત સાંભળશો કે નહિ? જે મનમાં આવશે તેજ કરશો? મારી સલાહ માનવાથી હમણાં સઘળો ઝગડો મટી જશે!'

'કઇ સલાહ બ્હેન!?'

'જો મારી વાત સાંભળો તો કહું. નહિ તો વ્યર્થ અરણ્ય રુદનાથી શું લાભ?'

'કેમ ન સાંભળું બ્હેન! અમર જેવો મારો છે તેવોજ તમારો પણ છે. મારા પેટથી જન્મ્યો તેથી શું તે તમારો નથી?'

'હું તો એમજ સમજું છું; કિન્તુ લોકો એમ સમજતા નથી. બસ' હું એ કહું છું કે હવે વધારે વિલમ્બ ન કરતાં પુત્રનો વિવાહ શીઘ્ર કરી દ્યો. મને તે દિવસે બહુજ પુછપરછ કરતાં જણાયું કે રાજસમુદ્રને કિનારે એક દિવસ એક સુન્દર કન્યા સાથે તેની મુલાકાત થઇ હતી. તે પછી ફરી તેને નહિ જોવાથી તેનું મન બહુજ ઉદાસ રહે છે. મને પૂર્ણ વિશ્વાસ છે કે શીઘ્ર એક સુન્દર કન્યાની તપાસ કરી તેનો વિવાહ કરી દેવાથી સર્વ ચિંતા દૂર થઇ જશે!'

કર્ણાવતીએ જરા આશ્ચર્યથી કહ્યું:—'વિવાહ કરી દેવાથીજ એને આરોગ્ય રહે તો પછી ચિંતા શી છે?'

કમળાદેવી અભિમાન સાથ ઉભી થઇને બોલી—'હું સારી રીતે જાણું છું કે તમને મારી વાત પસંદ પડશે નહિ. હું તો પહેલેથીજ કહેતી હતી કે તમને સલાહ આપવી તે અરણ્યરુદન છે.'

કર્ણાવતીએ ધીમેથી કહ્યું:—'નારાજ ન થાઓ બ્હેન! જેથી ફાયદો થાય તેજ સલાહ હું પૂછું છું. વિવાહ કરવાથી ધારો કે ઠીક થાય; કિન્તુ જે કન્યા સાથે રાજસમુદ્રના કિનારા ઉપર તેને મેળાપ થયો હતો

તે ક્યાં મળશે ? અને તે કોણ હતી તેનો પત્તો પણ શી રીતે લાગશે ?'

'બ્હેન ! ધારો કે તે આકાશમાંથી ઉતરી આવી હતી. શું તે કન્યા સિવાય બીજી કોઇ સુન્દર કન્યા પૃથ્વીમાં નથી ? ઉદયપુરના મહારાણાના પુત્રને માટે કન્યાઓનો શું તોટો છે ? સેનાપતિ વિક્રમસિંહની કન્યા વિલાસકુમારી જેવી સર્વાંગ સુન્દર કન્યા આજ સુધી કોઇએ ક્યાંઇ જોઇ નથી. તેની સાથે શું વિવાહ ન કરી શકાય ? બ્હેન ! મને તો એમ થાય છે કે તમે જરૂર વિક્રમસિંહ સોલંકીની કન્યા સાથે અમરનો વિવાહ કરી દ્યો. તમે તો તેને જોઇ હશે ?'

'ના. મેં તો તેને કદી પણ જોઇ નથી.'

'અહા ! તે માનવકન્યા નથી પણ દેવકન્યા છે. મેં તેને એકવાર જોઇ છે. વિશેષ વિવેચનની જરૂર નથી, પણ બ્હેન ! મારી એ લાલસા પૂરી કરો. વિલાસકુમારીની સાથે અમરનો વિવાહ કરી દ્યો. એમ કરવાથી હું તમારી સાથે કદી પણ કલહ કરીશ નહિ.'

'ધારો કે આપણે વિક્રમસિંહની કન્યા સાથે અમરના વિવાહ કરવાનું નક્કી કર્યું; પણ શું રાણાજી આટલી ન્હાની ઉમ્મરમાં પુત્રનો વિવાહ કરવાની પસંદગી દેખાડશે ?'

'તે ભાર મારે માથે છે. શું રાણાજીને આંખો નથી ? શું તેઓ નથી દેખતા કે પોતાના પુત્રનું સુવર્ણસદશ શરીર દિવસે દિવસે માટી સમાન બનતું જાય છે ? રાણાજીના હૃદયમાં શું એટલી બુદ્ધિ નથી કે વિવાહ કરી દેવાથી બન્ને તરફની નિશ્ચિંતતા થાય !'

કર્ણાવતીએ મનમાંજ કહ્યું—'રાણાજીના હૃદયમાં બુદ્ધિ દેવાવાળી તો તુંજ છે.' પછી તેણે પ્રકટપણે કહ્યું—'ધારો કે તેઓ રાજી થાય પણ અમર ખુશી ન હોય તો ?'

'નહિ, બ્હેન ! હું તમારે પગે પડું છું. હવે આ કામમાં શંકા ન કરો. હું હમણાંજ જઇને રાણાજીને રાજી કરૂં છું.'

ચંચળ બુદ્ધિવતી, સરલ હૃદયા, અભિમાનિની રાણી કમળાદેવીએ રાણા જયસિંહને પોતાની વાતથી ખુશી કરવા અને વિવાહનો ઉદ્યોગ કરવા ચંચળ ચરણોથી રાણાના શયનગૃહમાં પ્રવેશ કર્યો. રાણો સુવર્ણના પલંગ ઉપર સુતો હતો. કમળાદેવીના સાદર આલિંગનથી તેની નિદ્રા ઉડી ગઇ.

× × × × × ×

અજમેર નગરથી થોડે દૂર પહાડ ઉપર એક જૂનો કિલ્લો હતો. તે કિલ્લો અચળગઢના નામથી આજ પણ મશહૂર છે. કિલ્લાનો સા-

લિક સોલંકી સેનાપતિ વિક્રમસિંહ થોડીએક સેના સહિત તે કિલ્લામાં રહેતો હતો. વિક્રમસિંહને અન્ય કોઇ નહોતું. એક માત્ર અગ્યારેક વર્ષની પુત્રી દેવયાની હતી. દેવયાની વસ્ત્રાભૂષણને બહુજ પસંદ કરતી હતી તેથી તેના પિતાએ તેનું નામ વિલાસકુમારી રાખ્યું હતું. જ્યારે વિલાસકુમારી એક વર્ષની હતી, ત્યારે તેની માતા મરી ગઇ હતી. પત્નીના મરણ પછી વિક્રમસિંહે પુનઃ લગ્ન કર્યું નહોતું. તે સમયથી અત્યંત સ્નેહ અને આદરથી વિલાસકુમારીનું તે પાલણ-પોષણ કરી રહ્યો હતો. રાજપૂત વીરપુત્રના જેવું તેને શિક્ષણ આપ્યું હતું. તેને અસ્ત્ર-શસ્ત્ર વિદ્યા શીખવાડી હતી. વિક્રમસિંહ તેને ક્વચિત્ યુદ્ધસ્થળમાં પણ સાથે લઇ જતો હતો.

સન્ધ્યા સમય પહેલાં સેનાપતિ ઝરૂખામાં બેઠો હતો. વિલાસ-કુમારી પિતાની પાસે ઉભી હતી. તે પોતાના હાથથી વાળોને બરા-બર કરતી બોલતી હતી. 'પંદર વર્ષના બાળકનું આટલું સાહસ ? ! પિતાજી ! મોટા થયા પછી તે કેટલો મોટો વીર થશે ?'

વિક્રમસિંહે હસીને કહ્યું—'પુત્રી ! કેટલીએ વાર તારા મોઢેથી મેં આ વાત સાંભળી છે !'

વિલાસકુમારીએ ઉત્તર દીધો—પિતાજી ! એ વીર બાળકની વાત મને વારંવાર યાદ આવે છે. આહેરિયાને દિવસે તમને બચાવવાના કારણથી હું તેને બહુજ ચાહું છું. જંગલી સુવરની સાથે યુદ્ધ કરતી વખતે તમારા હાથમાંથી તલ્વાર પડી ગઇ હતી. તે વીર બાળક તલ્વાર હાથમાં લઇ જો તમારી મદદે ન આવ્યો હોત તો સુવરના દાંતથી તમારી છાતી વિદીર્ણ થઇ જાત. હું સાચું કહું છું પિતાજી ! તેને એકવાર જોવાની મને બહુ ઇચ્છા થાય છે !'

'બ્હેન ! તેને માટે ચિંતા શી છે ? આ વખતે હું રાણાજીને મળવા જાઉં ત્યારે તું પણ આવજે. ત્યાં કુમાર અમરસિંહ સાથે તારી મુલાકાત કરાવી દઇશ. પણ પુત્રી ! વાળમાં તેલ નાંખતાં નાંખતાં આ સઘળું તેલ મોઢા ઉપર કેમ ઢોળી દીધું ?'

બાલિકાએ શરમાઇને પિતાના મોઢા ઉપરથી તેલ લુછી નાંખી કહ્યું 'પિતાજી ! આજે રાણાજીને મળવા કેમ નહિ ચાલો ?'

આ વખતે દાસીએ આવી ખબર આપ્યા કે—'રાજમહિષી કમળા-વતી દેવયાનીને એકવાર જોવા ઇચ્છે છે, માટે તેમણે એક દાસીની સાથે પાલખી તથા વાહન મોકલ્યું છે.'

વિલાસકુમારીએ આશ્ચર્યચકિત થઇ પૂછ્યું—'પિતાજી! રાજમહિષી મને શામાટે જોવા ઇચ્છે છે?'

વૃદ્ધ સેનાપતિએ વ્યઙ્ગમાં જવાબ દીધો—'જરૂર તારી સાથે તે કુમાર અમરસિંહના વિવાહ કરશે!'

પાલખી લઇ દાસી કમળાદેવીના મહેલમાં આવી. કમળાદેવીએ દોડીને વિલાસકુમારીને ખોળામાં લઇ લીધી અને વારંવાર તેના મુખ ઉપર ચુંબન કરીને કહ્યું 'તું અહીં ક્યાંથી આવી?'

'આપેજ મને તેડાવી છે તેથી!'

'શું તું મને ઓળખે છે? કહે, હું કોણ છું?'

વિલાસકુમારીએ કમળાદેવીની ખોળામાંથી નીચે ઉતરી ધીરે ધીરે ઉત્તર આપ્યો 'આપ રાણીજી છો!'

કમળાદેવીએ તેને ફરીથી છાતી સાથે ચાંપી મોઢા ઉપર ચુંબન લેતાં કહ્યું 'તારી વાણી બહુ મીઠી છે અને તેથીજ હું તને આટલી બધી ચાહું છું. તેં કેમ જાણ્યું કે હું રાણી છું? શું તું પણ રાણી થઇશ? જલ્દી કહે, રાણી થવાની તારી ઇચ્છા છે કે નહિ?'

બાલિકાએ કહ્યું—'ઇચ્છા થવાથી શું કોઇ રાણી થઈ શકે છે?'

'શું તું નથી જાણતી કે હું તને રાણી બનાવવાની છું? કેવળ રાણીજ નહિ—રાણીઓની પણ રાણી—મહારાણી હું તને બનાવીશ! આ સિંહદ્વાર તરફ જો. તે કોણ જાય છે? શું તું તેને ઓળખે છે? આ શું? આવી રીતે કેમ ચોંકી ઉઠી? તેં શું તેને ક્યારે પણ જોયો હતો? બોલ. સત્વર બોલ.'

'એ કુમાર અમરસિંહ છે?'

'તેં કેમ જાણ્યું?'

'મારા પિતાજીની પાસેથી તેમના સંબંધમાં અનેકવાર વાતો સાંભળી છે. આહેરિયાના ઉત્સવને દિવસે તેમણે મારા પિતાના પ્રાણ બચાવ્યા હતા.'

કમળાદેવીએ અમરકુમારની સાથે વિલાસકુમારીનો વિવાહ કરવાનું નક્કી કર્યું છે, એ વાત તે જાણતી નહોતી. તેણે જાણ્યું કે રાણી વ્યઙ્ગમાં બોલે છે. તેની આંખોમાં એક અશ્રુબિન્દુ દેખાયું. કમળાદેવી કહેવા લાગી.—'આ શું? તારી આંખોમાં અશ્રુઓ કેમ? તું રાણી થઇશ, આવો ચંદ્ર જેવી ધવલવિશદ કાન્તિવાળો વર પામીશ, છતાં રડે છે કેમ? બીજી સ્ત્રીઓ સાત જન્મ તપસ્યા કરવા છતાં પણ આવો સ્વામી મેળવી શકતી નથી! શું અમરે તારી તરફ ન જોયું તેથી તને દુઃખ

થયું ? પણ તેમાં દુઃખ શા માટે ? વિવાહ થયા પછી શુભ મિલન સમયે જ્યારે તે તને દેખશે ત્યારે તું જાણીશ કે તે તને કેટલું ચહાય છે ?'

'શુભમિલન કોને કહે છે રાણીજી ! ?'

'વળી મને રાણી કહે છે ? આજથી તારે મને 'મા' કહીને બોલાવવી ! શુભમિલન કોને કહે છે તે વાત તું આઠ દિવસ પછી જાણી શકીશ ! મેં પ્રયત્ન કરી રાણાને સમજાવી બધું ઠીક કર્યું, ત્યારેજ તને તેડવા માટે માણસ મોકલ્યું હતું. હવે ચાલ, તને એકવાર મારી બ્હેન પાસે લઇ જાઉં ! તારૂં નિષ્કલંક વદન તથા મનમોહક સૌંદર્ય જોયા વિના તેને વિશ્વાસ આવતો નથી. બ્હેનની પાસે જઇને તેને પ્રણામ કરજે, જો ભૂલતી નહિ નીકર તે નારાજ થશે અને જો યાદ રાખ કે તું બ્હેનને 'મોટી મા' અને મને 'મા' કહેજે.

કમળાદેવી વિલાસકુમારીનો હાથ પકડીને મોટી રાણીના મહેલમાં લઇ ગઇ.

× × ×

આજ પૂર્ણિમાની રાત છે. અચળગઢની ચારે તરફ આજ ઘણી ભીડ છે. આજ રાત્રે સેનાપતિ વિક્રમસિંહની કન્યા દેવયાની સાથે મહારાણા જયસિંહના પુત્ર અમરસિંહનો વિવાહ થવાનો છે. સંધ્યા સમયથી ગગનભેદી વાજીંત્રો વાગી રહ્યાં છે. મોટા સમારંભથી વિવાહ-મણ્ડપમાં સર્વ એકત્ર થાય છે, અને પાણિગ્રહણનો સમય બે પ્રહર રાત્રી ગયા પછીનો છે. સેનાપતિ વિક્રમસિંહ મહારાણાના પુત્રને કન્યાદાન દેવાના ઉમંગથી પુત્રીને પડખામાં લઇ બેઠો છે. રાણો જયસિંહ પણ પુત્રને લઇને બેઠો છે. વેદિકાની સામે રાજપુરોહિત વેદમંત્રનો ઉચ્ચાર કરવા લાગ્યા. કન્યા ઘુંઘટની અંદરથી પોતાના ભાવિ જીવનના અધીશ્વરની અનિંદ્ય મુખશ્રી પ્રસન્નતાપૂર્વક જોતી હતી. બાલક અમરસિંહે પોતાના ભવિષ્ય જીવનની સહચરી કન્યા તરફ નીચી દૃષ્ટિએ જોયું. તેના વદન ઉપર ચંચળતાનું ચિહ્ન જણાવા લાગ્યું. તેના મનમાં સંદેહ ઉત્પન્ન થયો કે જેની સાથે પોતાનો વિવાહ થાય છે, તે રાજ-સમુદ્રતટની લાવણ્યમયી બાલિકા નથી ! સંભવ છે કે પોતાની ન્હાની માતા કમળાદેવીએ પોતાને પ્રસન્ન કરવા માટે આ કાર્ય કર્યું હોય ! લોકોએ જૂઠો અપવાદ મૂકી હું વિવાહમાં અસંમત નથી એમ જાહેર કર્યું છે. ન્હાની માતાએ ખોટી અફવા ઉડાડી છે કે રાજસમુદ્રના તટ ઉપર અમરે વિક્રમસિંહની કન્યા દેવયાનીને જોઇ હતી ! અમરના મનમાં સંદેહ દૃઢ થતો ગયો. બાલિકાનું મોઢું ઘુંઘટમાં છુપાએલું હતું તે છતાં

અમરે તે જોયું કે તેજ ચહેરો રાજસમુદ્ર તટની બાલિકા જેવો સુંદર, સુલલિત અને સુડોળ છે. તેના જેવોજ શરદની શુભ્ર કૌમુદિ સમાન વર્ણ છે. તેના જેવાજ અર્ધવિકસિત રક્તકમળ જેવા ચરણ છે. તેના જેવીજ ચમ્પક કલિકાસમાન આંગળીઓ છે. પુરોહિત મંત્રપાઠ સમાપ્ત કરીને વરકન્યાનું કર–યુગલ મિલાવી અન્તઃપુરમાં લઇ ગયો. શુભ દૃષ્ટિનો સમય આવ્યો, રમણીઓએ રિવાજ મુજબ શુભમિલન સારૂ વરકન્યાને ઉભાં કરી બન્નેના શિર ઉપર મંત્રપૂત પટવસ્ત્ર રાખી કન્યાનું મોઢું ખોલી નાંખ્યું–ઘુંઘટ કાઢી નાંખ્યો. કન્યાએ ચંચળ દૃષ્ટિથી સ્વામીના વદનને નિહાળી લજ્જાથી પોતાનું મોઢું નીચું કરી દીધું. વર એકાએક કન્યાના વદન તરફ જોઇને ચકિત થઇ પાછો હઠી ગયો. અમરે એકવાર પુનઃ કન્યાનું વદન જોયું. સહસા રમણિયોના મંગલ ગીત, શંખધ્વનિ અને આનંદરવને કંપાવીને તેણે જોરથી કહ્યું 'આ શું? આ તો તે નહિ!'

'આ શું? આ શું? વર નાસી રહ્યો છે!'

અમર ચાલાકીથી ત્યાંથી નાસી ગયો. તેને અટકાવવા માટે કેટલાએ લોકો તેની પાછળ દોડયા. અમરે તે જોઇ તલ્વાર ખેંચીને કહ્યું: 'સાવધાન! કોઇ મને હાથ લગાડશો નહિ!'

અમરે બહાર આવી એક ઘોડેસ્વારને તેના ઘોડા ઉપરથી નીચે પાડી દઇ, પોતે તે ઘોડા ઉપર બેસી પલાયન કર્યું.

* * * *

દિન ગયા, માસ ગયા અને વર્ષ પણ ગયાં. કુમાર અમરસિંહનું ચિત્ત દિવસે દિવસે બગડવા લાગ્યું. રાણો કુમાર ઉપર બહુજ નારાજ થયો. તેણે પુત્રને અધુરો વિવાહ પૂરો કરવા આજ્ઞા કરી. કર્ણાવતીએ કુળપુરોહિતને બોલાવીને સર્વ વાત સમજાવી દીધી. પુરોહિતે રાણાની પાસે જઇ તેમને કેટલોક પ્રબોધ આપતાં કહ્યું: 'કુમાર મોટા થયા પછી સ્વયં વિવાહ સંપૂર્ણ કરી ભાર્યા પરિગ્રહણ કરશે. મેવાડના રાજવંશમાં જન્મ લઇને કોઇએ કયારેય પણ પોતાની ધર્મપત્નીનો ત્યાગ કર્યો છે?'

એક દિવસ રાણી કર્ણાવતી એકલી બેસીને કાંઇક વિચાર કરી રહી હતી. એ વખતે કમળાદેવીએ ત્યાં જઇને કહ્યું: 'હુંજ પણ કહું છું બ્હેન! મારી વાત સાંભળો. પછી કાંઇ ચિંતા રહેશે નહિ!'

કર્ણાવતીએ ઉદાસપણે કહ્યું:—'હવે શું?'

કમળાદેવીએ કહ્યું:—વિલાસકુમારીને તેના પિયરથી બોલાવીને

થોડા દિવસ અહીં રાખો. જુઓ કે તેથી પણ અમરનું મન ફરે છે કે નહિ? મારો વિચાર તો તમે સાંભળશો પણ નહિ?

'તમારી સલાહ સાંભળવાથી તો અન્તમાં આ થયું.'

અભિમાનિની રાજરાણીએ કહ્યું:—'શું તમે અમરની મા છો અને હું શત્રુ છું? શું મેં ખોટી સલાહ આપી હતી? શું હું જાણતી હતી કે એવી સુન્દર કન્યા પણ તમારા પુત્રને નહિ પસંદ પડે? શું હું ભવિષ્ય જાણવાવાળી છું? શું હું જ્યોતિષશાસ્ત્ર ભણી છું?'

'જે થવાનું હતું તે થઇ ગયું. હવે તમારી સલાહ સાંભળવાની જરૂર નથી!'

કમળાદેવીએ રોતાં રોતાં કહ્યું:—'વાત તો સાચી છે. તમે અમરને પેટમાં રાખ્યો હતો. તમે તેની માતા છો. હું બીજી નહિ તો કોણ છું? હું અભાગિની, પુત્રહીના વન્ધ્યા નારી છું. મારી વાત કોણ સાંભળે? હું હવે અહીં રહેવા ચહાતી નથી! રાણાજીની પાસે જઇને હમણાંજ કહું છું કે, તેઓ મને મારે પિયર મોકલી દે.'

કમળાદેવી કંપતી કંપતી રાણાની પાસે ગઇ. શું વાતચીત થઇ તે કોઇ જાણતું નથી. કિન્તુ બીજે દિવસ સવારમાંજ રાણો જયસિંહ મંત્રીને રાજ્યકારભાર સોંપીને કમળાદેવી સાથે જયસમુદ્રના કિનારા ઉપર આવેલા એકાન્ત પ્રમોદ-ભવનમાં ચાલ્યો ગયો.

યુવરાજ અમરસિંહની સાથે સોલંકી સેનાપતિની કન્યાના અધૂરા વિવાહની વાત ચારે તરફ ફેલાઇ ગઇ. તે સાથે વિલાસકુમારીના અનુપમરૂપ-લાવણ્યની પ્રશંસા પણ સેંકડો મોઢાઓમાંથી નીકળવા લાગી. યવન સેનાપતિ અફજલખાંને તે અફવાઓ સાંભળીને વિક્રમ-સિંહ સાથે મળવાનું બ્હાનું કાઢી અચળગઢમાં આવી વિલાસકુમારીને જોઇ લીધી. વિલાસકુમારી એ વખતે ચૌદ વર્ષની મુગ્ધા હતી. અર્ધ-વિકસિત પુષ્પની સુગંધ લેવાની લાલસાથી બેઇમાન અફજલખાનનું મન અધીરૂં થયું!

કેટલાક દિવસો પછી એક દિવસે ગરમીની રાત્રે વિલાસકુમારી અગાસી ઉપર પિતાની પાસે સુઇ રહી હતી. એકા એક ઘણા માણ-સોના કોલાહલથી તેની નિદ્રા ઉડી ગઇ. બાલિકાએ ઉઠીને જોયું કે ચારે તરફ હથિયારબંધ મુસલમાનો ફેલાઇ રહ્યા છે અને આ શું? સુતેલા પિતાની બગલ પાસે ઉઘાડી તલ્વાર લઇ એક આદમી બેઠેલો છે. દુષ્ટ યવન સેનાપતિ અફજલખાંએ સુતેલા વીરની છાતીમાં તલ્વાર ભોંકી દીધી. વિલાસકુમારી બેહોશ થઇ જમીન ઉપર પડી ગઇ. અફ-

જલખાં તેની એ બેભાન સ્થિતિનો લાભ લેવા માટે હાથ પસારી આગળ વધ્યો. કિલ્લામાં જે થોડી રજપૂત સેના હતી તે અચાનક કોલાહલ સાંભળી અગાસી ઉપર ધસી આવવા લાગી. મુસલમાનો તેમનો ઉપર આવવાનો માર્ગ રોકવા લાગ્યા. આ શું? આ કોણ છે? એકા એક અફજલખાંને ડર અને તાજુબીથી જોયું કે સામે એક ભીષણ મૂર્તિ ફકીર ઉભો છે! તેના બન્ને હાથોમાં ઉઘાડી તલ્વારો ચમકી રહી છે, વિશાળ લાલ આંખોમાંથી અગ્નિકણ છૂટી રહ્યાં છે. અફજલ ચોંકીને પાછો ખસી ઉભો થઇ ગયો. ફકીરે એક હાથથી અફજલની દાઢી પકડી અને બીજા હાથની તલ્વાર ઉગામી કહ્યું 'ઓ બદમાશ! દોજખના કૂતરા! મારા હાથથી તારૂં મોત—તારા પાપની લાયક સજા—થઈ શકતી નથી! જા. નાસી જા.'

અફજલખાન પ્રાણ લઇને નાઠો. તેના સાથીઓ તે ભીમ-મૂર્તિ ફકીરને જોઇ પલાયન કરી ગયા. કિલ્લાની ફોજ 'માર' 'માર' કરતી તેની પાછળ દોડી.

ફકીરે વિક્રમસિંહના શરીર ઉપર હાથ મૂકીને જોયું કે તેના દેહમાં પ્રાણ નથી! પછી તે બેહોશ વિલાસકુમારીને પોતાના સ્કંધ ઉપર ઉપાડી ધીમે ધીમે ત્યાંથી ચાલ્યો ગયો. કેટલેક દૂર ગયા પછી બાલિકાએ ભાનમાં આવતાં ફકીરને પૂછ્યું 'મારા પિતાજી ક્યાં છે?'

ફકીરે ગદ્દગદિત સ્વરે જવાબ આપ્યો 'પુત્રી! આજથી હું તારો પિતા છું!'



## ૨ જાલિમ બાદશાહ.

એક દિવસ બાદશાહ અકબરે પોતાના રાજદરબારિયોને સંબોધીને પોતાના રાજસિંહાસન તરફ ઇસારો કરી કડવા શબ્દોમાં કહ્યું હતું કેઃ—

'જે દિવસે મુસલમાન બાદશાહ આ મોટા સામ્રાજ્યશાસનમાં હિંદુ-મુસલમાનોમાં ભેદ સમજશે તે દિવસ નક્કી જાણજો કે આ રત્નસિંહાસનના ટુકડે ટુકડા થઇ જશે!'

મહા પ્રતાપી અકબરની આ ભવિષ્યવાણી હવે પૂરી થવાની છે. સત્ય દ્વેષી, કપટાચારી, સ્વાર્થ પરાયણ અને નિષ્ઠુર ઔરંગજેબ ભારતના સિંહાસન ઉપર બેઠેલો છે. શોણિત સાગર ભરીને, દુરાકાંક્ષાના કઠોર શૈલાઘાતથી ભારતવાસીઓનાં જાતીય-હૃદય વિદીર્ણ કરીને, ભાઇનાં

ખૂનથી અને પિતાનાં આંસુઓથી અકબરના પવિત્ર આત્માનું તર્પણ કરીને, પવિત્ર ઇસ્લામ ધર્મને સ્વાર્થસિદ્ધિની આશાથી વિકૃત તથા કલંકિત કરીને અને અત્યાચારની ભીષણ પ્રતિજ્ઞા ધારણ કરીને ઔરંગઝેબ દાનવો જેવા દર્પ તથા પિશાચો જેવા ગૌરવથી ભારતના સિંહાસન ઉપર બેઠો છે. ધર્મના પૂર્ણ અવતાર મહાત્મા મહમ્મદે પાપને દૂર કરી પ્રેમરાજ્ય સ્થાપિત કરવાના પવિત્ર-સ્વર્ગીય ઉપદેશથી માનવજાતિને મુગ્ધ અને પુલકિત કરી હતી. દાનવ સમ્રાટ્‌ની આજ્ઞાથી તે સ્વર્ગીય ઉપદેશ આજ કલુષિત અને રાક્ષસ ધર્મ બની ગયો છે. આજ ભારતમાં એ પવિત્ર મુસલમાન ધર્મના પ્રચારકને 'યવન' અને 'મ્લેચ્છ' નામથી સંબોધવામાં આવે છે. સમસ્ત ભારત, પ્રપીડિત હિન્દુઓના હાહાકાર અને યવન-પિશાચોના અટ્ટહાસ્યથી પ્રતિધ્વનિત થઇ રહ્યું છે. મ્લેચ્છોના લોમહર્ષણ અત્યાચાર અને પશુવત્ પાપાચારથી આર્યજાતિ વિસ્મિત થઇ રહી છે. વીસ કરોડ હિન્દુઓ ધર્મલોપ અને પાપસ્પર્શની શંકાથી દુઃખિત અને ઉદાસ છે. યમુના કિનારે હમણાં વેદધ્વનિ સંભળાતો નથી. જાહ્નવી-તરંગમાં હમણાં શંખધ્વનિ પ્રતિધ્વનિત થતો નથી. મંદિરોમાં હમણાં મંગળ આરતી થતી નથી. અધીત-શાસ્ત્ર-અધ્યયનવ્રત-પણ્ડિતોએ પુરાણ, સાંખ્ય, પાતંજલ, ગીતા, ઉપનિષદ્, મનુ, પારાશર, માઘ અને કાલિદાસ વગેરેને જમીનમાં છૂપાવી દીધાં છે! કેમકે સંસ્કૃત પુસ્તકોને જોતાંજ તેમને બાળી મૂકવાનું શાહી ફરમાન છે! અત્યંત પરિશ્રમથી બનાવેલી, અશેષ યત્નથી રક્ષેલી, અસંખ્ય લોકોથી આદર પામેલી અને અનંત પ્રેમથી પૂજાએલી દેવ-મૂર્તિયો કોઇ નિર્જન ઘરમાં સંતાડી રખાય છે. બાદશાહની આજ્ઞાથી હિન્દુઓની દેવમુર્તિયોને તોડીને મુસલમાનોની મસજિદનાં પગથીઆં બનાવાય છે. જ્યોતિર્મયી, પવિત્ર આર્ય લલનાઓને પિશાચોના ડરથી અન્તઃપુરમાં સંતાઇ રહેવું પડે છે અને યવનો કહે છે કે ઇન્દ્રિય સુખ ભોગવવાને માટેજ સ્ત્રિયોની ઉત્પત્તિ થઇ છે. તેઓના અત્યાચારથી હમણાં ભારતભૂમિ જંગલ સમાન બની ગઇ છે. ખેડુતો ખેતી કરવા જવાનું ઇચ્છતા નથી. ઘરનાં દ્વાર બંધ કરીને તથા ગાયો અને બળદને સંતાડીને તેઓ પડયા રહે છે. કેમકે ગૌમાંસ ખાધા વિના યવનોનો જઠરાગ્નિ પરિતૃપ્ત થતો નહોતો!

એક દિવસ સમ્રાટ્ ઔરંગઝેબ પોતાની જુમામસજિદની છત ઉપર ઉભો રહીને નિમાજ પઢી રહ્યો હતો. ખુશામતિયો અફજલખાં પણ તેની પાછળ ઉભો રહીને બાદશાહની પેઠે નિમાજ પઢી રહ્યો હતો.

નિમાજ સમાપ્ત થતાં ઔરંગઝેબ સંગેમરમરની ચોકી ઉપર ઘુંટણુ ટેકવી કેટલીકવાર સુધી હાથ જોડી–આંખ–મોઢું બંધ રાખી–રહ્યો. કેટલીક વારે તેણે આંખ ઉઘાડી. અફજલખાં હાથમાં એક તસ્વીર લઈ સમ્રાટ્‌ની સામે શિર ઝૂકાવી ઉભો હતો. સમ્રાટે પૂછ્યું–' કેમ અફજલ, હવે શી ઇચ્છા છે ? ક્યા કાફિરે તને આજ હરકત પહોંચાડી છે ? આ કોની તસ્વીર છે ? '

અફજલે જવાબ દીધો 'આ એક કાફિર સિપેહસાલારની હૂબહુ જુની તસ્વીર છે. જુઓ, સફેદ ઘોડા ઉપર સવાર થઈને તે પોતાનાં હથિયારો સહિત કેવો સ્થિર થઈ રહ્યો છે ! '

એકાએક સમ્રાટ્‌નો હસતો ચહેરો શ્યામ થઇ ગયો. તેણે તસ્વીરની તરફ જોઇને કહ્યું ' સમજ્યો. અફજલ ! હું બરાબર સમજ્યો કે આ રાઠોડ સિપેહસાલાર દુર્ગાદાસનું ચિત્રપટ છે. શું આ શાન્તિમય મહમ્મદીય રાજ્યમાં પુનઃ કોઇ હરકત ઉભી થઈ છે ? અફજલ ! આ કાફિરનું પરાક્રમ યાદ આવે છે ત્યારે મારૂં હૃદય કંપી ઉઠે છે ! '

અફજલે કુર્નિસ કરીને કહ્યું ' જહાંપનાહ ! આજ બે વર્ષથી આપે આ કાફિર સેનાપતિનું માથું કાપી લાવવાનો હુકમ આપ્યો છે; કિન્તુ આજ તે હાથમાં આવે તેવો પત્તો લાગ્યો છે. '

' શું પત્તો લાગ્યો છે ? '

' કાફિર પોતે કાલ રાત્રે આ શહેરમાં આવ્યો છે. '

' એકલો ? '

' નહિ, હુજૂર ! તે એકલો નથી આવ્યો. તેની સાથે કેટલાક રાઠોડ સિપાઇઓ અને કેટલીક રાઠોડ ઔરતો છે. યશવન્તસિંહનો છોકરો પણ તેની સાથે છે. '

સમ્રાટ્‌ના વદન ઉપર હાસ્યની રેખા દેખાવા લાગી. તેણે કહ્યું:– ' સમજ્યો. પહાડી યુદ્ધમાં યશવન્તસિંહના અવસાન પછી તેનો બધો રસાલો યોધપુર જાય છે. પરન્તુ મોટા આશ્ચર્યની વાત છે કે આ ખુશખબરના સમાચાર અત્યાર સુધી મને કોઇએ કહ્યા નથી. અફજલ ! તું સત્વર શાહજાદા અકબરને મારી પાસે મોકલ. '

અફજલ શાહનો હુકમ બજાવવા માટે ચાલ્યો ગયો. ઔરંગઝેબ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો ' આટલા દિવસો પછી આજ મુગલ સામ્રાજ્યનો જૂનો દુશ્મન નેસ્તનાબૂદ થશે ! યશવન્તસિંહના એ છોકરાને આજે હું જલ્લાદની તલ્વાર નીચે અવશ્ય મૂકી દઇશ. '

કેટલીક વાર પછી શાહજાદો અકબર અફ્જલની સાથે આવી કુર્નિસ કરી ઉભો રહ્યો. ઔરંગજેબે તેને ઉદ્દેશીને કહ્યું ‘ શાહજાદા! આ મહમ્મદીય સામ્રાજ્યના અવશેષ રહેલા બે કાફિર દુશ્મન યશવન્તસિંહને તથા તેના પુત્ર પૃથ્વીસિંહને તો ઘણી ચાલાકીથી મેં મારી નાખ્યા છે; લેકિન હજુ પણ એ વિષમય કુટુંબનો એક ન્હાનો સાપ જીવતો છે, માટે ઘણી ઉતાવળે તેને મારી નાંખવો જોઇએ. અફ્જલના મોઢેથી મેં સાંભળ્યું છે કે તે સાપનો બચ્ચો આજ અહીં આવેલો છે. ’

શાહજાદા અકબરે જવાબ આપ્યો—‘ જહાંપનાહ ! હું જાણું છું કે યોધપુરાધિપતિ યશવન્તસિંહના મૃત્યુને લીધે તેનો રસાલો તથા પરિવાર તેના ન્હાના પુત્રને સાથે લઇને પોતાના વતનમાં જતાં આજ દિલ્લી શહેરમાં રહેલ છે, અને તેઓ સત્વર યોધપુર તરફ જનાના છે.’

‘ વળી યોધપુર જઇને તેઓ આ ન્હાના સર્પને માટે નવું રાજસિંહાસન તૈયાર કરશે. તેથી હું તને હુકૂમ આપું છું કે યશવન્તસિંહના સૈનિકોને લાલચ આપીને અથવા ડર દેખાડીને તે સાપના બચ્ચાને મારી નજર સામે લાવ. જ્યાં સુધી એ ઝેરી કીડાને હું જહન્નમમાં મોકલી ન શકું, ત્યાં સુધી મારા હૃદયમાં ઇર્ષાગ્નિની ચિનગારી સળગતી રહેશે ! ’

શાહજાદે ઉત્તર આપ્યો ‘ પિતાજી ! આજ યશવન્તસિંહની પતિપુત્રહીના રાણી મોટી આફતમાં છે. આપ આખા હિન્દુસ્થાનના બાદશાહ છો, તેથી તે નિરાશ્રયા, શોકાતુરા વિધવા રાણીએ આપના રાજ્યસિંહાસનની નીચે આશ્રય લીધો છે. આવે સમયે આશ્રિત રાજપરિવારની સાથે આવું નીચ અને અયોગ્ય વર્તન ચલાવવું એ ઉચિત નથી.’

સમ્રાટનું મુખમંડળ ક્રોધથી લાલ થઇ ગયું. તેણે રોષપૂર્વક કહ્યું ‘ ચુપ રહે ગદ્ધા ! શું તું મને રાજનીતિ શીખવવા આવ્યો છે ?! વિપન્ન હોય, આશ્રિત હોય કે પદાનત હોય પણ કાફિરને માટે રહમ દેખાડવાની નીતિ યોગ્ય નથી ! તું એવી નીતિ ક્યાંથી શીખ્યો ? તને હું હુકૂમ આપું છું કે જલ્દી મારા ફરમાનનો અમલ કર. ચાલાકી કે જબર્દસ્તી, લાલચ કે તલ્વાર—ગમે તે પ્રકારે રાજકુમારને તેના રક્ષકોના ખોળામાંથી છીનવી લઇ જલ્લાદની તીક્ષ્ણ તલ્વાર નીચે મૂકી દે. રાઠોડોને જઇને સત્વર મારો આ હુકમ સંભળાવી દે કે યોધપુર નરેશના શિશુપુત્રને દિલ્લીશ્વરની નજરે કર્યા વિના તમારાથી આગળ કુચ કરી શકાશે નહિ. જો તું એકલો ન જઇ શકે તેમ હો તો અફ્જલને

સાથે લેતો જા. અફઝલ! જલ્દી જા. તે રાઠોડ સેનાપતિને કહે કે–
'જો યશવન્તસિંહના ન્હાના પુત્રને તે મારી પાસે મોકલી દેશે તો હું
તેને સમગ્ર મેવાડનો સુબેદાર બનાવીશ અને જો તેમ નહિ કરે તો હું
દિલ્હીમાં કાફિરોના ખૂનની નદી વહેવરાવીશ. આપણી ફોજને હુકમ આપો
કે રાઠોડોના મુકામને ચારે તરફથી ઘેરી લે. કોઇ નાસી જાય નહિ તેવો
બંદોબસ્ત કરે. જા અકબર! એક વાર મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી
તારા મોટા ભાઇ મુઆજિમની થએલી હાલતનું સ્મરણ કર.'

શાહજાદા અકબરે કાંઇ ઉત્તર ન આપતાં મસ્તક નમાવ્યું અને
'મૌન અર્ધ સમ્મતિઃ' એ ન્યાય પ્રમાણે પોતાની અનુમતિ પ્રદર્શિત કરી.

---

## ૩ રાઠોડવીર.

દિલ્હી નગરના એક વિશાળ મકાનની અંદરના આંગણામાં ગોધ-
પુરની મહારાણી અરૂન્ધતીદેવી પોતાના શિશુપુત્રને ખોળામાં લઇને બેઠી
હતી. તેની સામેજ રાઠોડ સેનાપતિ દુર્ગાદાસ ઉભો હતો. તે મહારા-
ણીને કહેતો હતો કે–'દેવી! અમે ખરેખર ભ્રમમાં પડી ગયા છીએ.
મેં પહેલાંજ કહ્યું હતું કે રાજકુમાર અજિતસિંહ અને રાઠોડ રાજવંશી
લલનાઓનું દિલ્હીમાં આવવું તે કોઇ રીતે ઉચિત નથી. ખરેખર,
મહારાણી, આપણે જાણી જોઇને ઝેરી સાપના દરમાં હાથ ઘાલ્યો છે.'

રાજમહિષીએ ઉત્તર આપ્યો–'શું આપણે દિલ્હીશ્વરનો પુનઃ કાંઇ
અપરાધ કર્યો છે? હું એક રાજરાજેન્દ્રની રાણી હોવા છતાં આજ
એની દુષ્ટ કૃતિથી રસ્તાની ભિખારણ બની ગઇ છું! તેણે વિના અપરાધે
મારો વીરપુત્ર–રાઠોડ રાજકુલનો અમૂલ્ય હીરો હરી લીધો છે. જાત-
જાતના પ્રપંચોથી મારા સ્વામીને મારી નાંખ્યા છે, તે નરાધમની સર્વ
ઇચ્છા તો પૂરી થઇ ચૂકી છે, છતાં આજ પુનઃ આ હથિયારબંધ મોગલ
સેનાવડે તેણે આ શોકભવનને શા માટે ઘેરી લીધું છે?'

દુર્ગાદાસે જવાબ આપ્યો–'દેવી! દાસનો અપરાધ ક્ષમા કરશો.
હજુ સુધી દાનવ ઔરંગજેબની દેવરૂધિરની તૃષા પરિતૃપ્ત થઇ નથી!
આપ શું સમજતાં નથી કે આ સર્વ આપના નવપ્રસૂત શિશુતનય–
રાઠોડ રાજકુલ કમલની ક્ષુદ્ર કલિકાને નષ્ટ કરવાને માટે થઇ રહ્યું છે!'

મહારાણી અરૂન્ધતીએ પોતાના ખોળામાંના બાળકને વારંવાર
ચુમ્બન લેતાં અશ્રુપૂર્ણ નયનોથી કહ્યું 'નહિ, નહિ. દુર્ગાદાસ! એ અસં-
ભવિત વાત છે. આ દુગ્ધમુખી બાળક પણ શું સમ્રાટ્‌નો દુશ્મન છે?
ક્યા રાક્ષસનું એટલું કઠિન હૃદય છે કે આ દાનવદલિત શુષ્ક નન્દન-

વનની પારિજાત-કલિને નષ્ટ કરવાની ચેષ્ટા કરે ?'

દુર્ગાદાસે કેડે લટકતી તલ્વારને સ્પર્શ કરીને કહ્યું 'જો તેમ કરવાની કોઇની ઇચ્છા હશે તો હું જોઇ લઇશ કે તેવું કયા દાનવનું નીચ સાહસ છે ! દેવી ! હવે આપ અન્તઃપુરમાં જાઓ. હું સત્વર આપને ખબર આપીશ કે શા માટે મોગલસેના આપણા મકાનને ઘેરી રહી છે. આપ કાંઈ ચિંતા કરશો નહિ. દુર્ગાદાસ આપનો સાચો સેવક છે.'

મહારાણીએ પૂછ્યું 'તમે હમણાં બાદશાહના દરબારમાં ગયા હતા ને ? બાદશાહે તમને શું કહ્યું ?'

દુર્ગાદાસે જવાબ આપ્યો-'આપ સારી રીતે જાણો છો કે ઔરંગજેબ મોટો શઠ અને કપટી છે. તેણે ખુલ્લી રીતે કાંઇ ન કહ્યું પણ એટલુંજ જણાવ્યું કે 'તમારે દિલ્લીનો પરિત્યાગ કરતાં પહેલાં મારી વાત સાંભળવી. હું સત્વર તમને ખબર મોકલું છું.'

દુર્ગાદાસ બહાર આવીને જુએ છે તો દરવાજા ઉપર રાઠોડ ફોજ ઉભી છે અને સામે સમ્રાટ્તનય અકબર અફ્જલખાંની સમીપે મલિન મુખથી ચુપચાપ ઉભો છે. દુર્ગાદાસ અકબરને સસંમાન અભિવાદન કરી તેની પાસે જઇ ઉભો રહ્યો ત્યારે અકબરે કહ્યું-' વીર રાઠોડ સેનાપતિ ! આજ ઇચ્છા ન હોવા છતાં પણ મારા પિતાનો હું દૂત બનીને આપને મળવા આવ્યો છું. તેમણે આપને જે સમાચાર મોકલ્યા છે, તે સેનાપતિ અફ્જલખાં હમણાં આપને કહેશે. હું તેમનું ફરમાન ન પાળું એટલા માટે તેમણે મારી સાથે અફ્જલખાંને મોકલ્યો છે. અફ્જલ ! પિતાજીનો હુકમ રાઠોડ સેનાપતિને સ્પષ્ટ કહી સંભળાવો. હું હમણાં જુમા મસજિદમાં જાઉં છું. તું કેટલીક વાર પછી રાઠોડ સેનાપતિનો વિચાર જાણીને મને મળજે. '

કુમાર ધીરે ધીરે કાંઇક વિચાર કરતો કરતો ચાલ્યો ગયો. અફ્જલખાંનું ધૈર્ય ટકી શક્યું નહિ. ઔરંગજેબની આજ્ઞા રાઠોડ સેનાપતિને કેવી રીતે સંભળાવવી, તે બાબત તે વિચાર કરવા લાગ્યો. તેણે વિકલિત નેત્રે ચારે તરફ જોયું. ફરી જમીન તરફ જોઇ દુર્ગાદાસના મોઢા તરફ દૃષ્ટિ કરી. એકાએક તે માથાથી પગ સુધી કંપી ઉઠ્યો. તેણે તે શ્વેત ઘોડા ઉપર સ્વારી કરેલા રાઠોડવીરના ચિત્રપટની જીવતી જાગતી મૂર્તિ પોતાની આંખો સામે જોવાથી તેનું સમગ્ર શરીર થરથર કંપવા લાગ્યું.

દુર્ગાદાસે કહ્યું-'સેનાપતિ સાહેબ ! કહો, અમને બાદશાહ સલામતે શું આજ્ઞા કરી છે ?'

વીરરાઠોડ સેનાપતિનો તે ગંભીર સ્વર કાપુરુષ અફ્જલના હૃદયમાં વજ્ર પ્રમાણે, ધ્વનિત થયો. તેણે મનમાંને મનમાં વિચાર્યું કે 'આટલા દિવસ પછી સમજાય છે કે શા માટે આ બહાદુરની તસ્વીર જોઇને ખુદ બાદશાહના મનમાં ખૌફ પેદા થાય છે.'

દુર્ગાદાસે કહ્યું 'કહો. શું કહેવા માટે તમે અહીં આવ્યા છો?'

અફ્જલે કહ્યું 'મને માફી આપો તો—'

દુર્ગાદાસ હસ્યો. કોષાધ્યક્ષ ચન્દ્રભાનુએ કહ્યું 'તમે ફક્ત દૂત છો એટલે તમારે ડરવાનું કંઈ કારણ નથી.'

અફ્જલ ચુપ રહ્યો.

સેનાપતિ રઘુનાથે સહાસ્ય કહ્યું 'અમે રાજપૂતો નિર્બળ શત્રુને ક્ષમા કરીએ છીએ; માટે તમે નિર્ભય છો.'

અફ્જલે ચારે તરફ જોઇને કહ્યું—'તો—તો કહું. આપનાં કદમોમાં—લેકિન જો આપનામાંથી કોઇ જોરથી મારી ગરદન પકડી મને જહન્નમમાં મોકલે તો મારી મદદ કરનાર અહીં એક પણ મુસલમાન નથી.'

'તો તમે બાદશાહને જઇને કહો કે અમે લોકો તેમના દરબારમાં આવીશું અને જે આજ્ઞા આપશે તે સાંભળીશું.'

અફ્જલે કહ્યું—'એ શું ઉચિત છે? એમ કરવાથી તો બાદશાહની પાસે પહોંચતાંજ તે મને શૂળી ઉપર ચડાવવાનો હુકમ કરશે. ખયર, જે કાંઇ મારા કિસ્મતમાં નિર્મ્યું હશે તે થશે. હું કહું છું તે સાંભળો. બાદશાહે ફરમાવ્યું છે કે મહારાજા યશવન્તસિંહજીના ન્હાના પુત્ર જે આપની સાથે છે, તેમને આજ બાદશાહની પાસે મોકલો અને તે પછી—'

'તે પછી, તે પછી શિઘ્ર બોલો. બિલકુલ ડરશો નહિ.'

'તે પછી તેમણે બહુજ સારી વાત કહી છે. બાદશાહની પાસે એ બાળકને મોકલવાથી તેઓ સમગ્ર મારવાડના સેનાપતિ દુર્ગાદાસને તેમજ તેમના સાથીઓને છોડી દેશે. તેઓ બહુ આનંદથી પોતાનાં બાળબચ્ચાંઓ સહિત—'

દુર્ગાદાસનો વજ્ર જેવો ગંભીર શબ્દ પુનઃ અફ્જલના કાનમાં પડયો. 'બસ કરો. અમે સર્વ સમજી ગયા.'

અફ્જલ ધ્રુજતો ધ્રુજતો જમીન ઉપર બેસી ગયો, અને પછી સાહસ કરીને કહેવા લાગ્યો 'બાદશાહના હુકમની મતલબ હજુ સુધી આપ લોકો સમજી શક્યા નથી. તેઓ આપની ઉપર બહુ પ્રસન્ન થયા છે અને સમગ્ર મારવાડ આપને ઇનામમાં આપશે.'

રઘુનાથ બોલ્યો—'શું બાદશાહ પાગલ થઇ ગયો છે? મારવાડ તો અમારે સ્વાધીન છે. તેનો ત્યાં ક્યાં અધિકાર છે? અને અમે જો બાદશાહની આ માગણી કબુલ ન કરીએ તો?'

'એ ઠીક યાદ દેવરાવ્યું' અફ્‌જલ બોલ્યો. 'જો આપ એ બાળકને નહિ આપો તો—તો—'

'તો શું થશે? સત્ત્વર કહો.'

અફ્‌જલખાંએ ત્રુટતે સ્વરે જવાબ આપ્યો—'તો—તો; નથી જાણતો કે કઇ બુરી ઇચ્છાથી બાદશાહે મને અહીં મોકલ્યો છે! તેમણે કહ્યું છે—લેકિન આમાં મારી કોઇ કસુર નથી—તેમણે કહ્યું છે—તો દિલ્હીની સડક ઉપર આજ આપનાં ખૂનની નદી વહેશે! અને તેઓ કોઇને નાસવા દેશે નહિ!'

આ વાત સાંભળતાંજ રાઠોડ વીરોની તલ્વારો મ્યાનથી બહાર નીકળી આવી. સેંકડો તલ્વારોનો આકસ્મિક ચળકાટ ઉજ્વલ સૂર્યકિરણો સમાન પ્રતિફલિત થયો.

દુર્ગાદાસે જવાબ આપ્યો 'હવે સમજ્યો કે મારૂં અનુમાન બધું બરાબર છે અને આ હેતુ માટેજ દાનવ સમ્રાટ્‌ની સેનાએ અમારૂં નિવાસ સ્થાન ઘેરી લીધું છે. સાંભળો. દાનવ સેનાપતિ! સાંભળો! આપના દાનવ સમ્રાટ્‌ને જઇને કહો કે અમે તેની આજ્ઞા પાલન કરવા રાજી નથી. વળી તેને કહો કે મારી સાથે પાંચસો રાઠોડ વીર સૈનિકો છે. તે પાંચસો રાઠોડોની તલ્વારો આજ નીકળશે તો તેથી દિલ્લીશ્વરના એક લાખ સૈનિકો માર્યા જશે. આ પાંચસો રાઠોડોમાંથી જ્યાં સુધી એક પણ જીવતો રહેશે ત્યાં સુધી સ્વર્ગગત યશવન્તસિંહ મહારાજાના શિશુપુત્રને તે બાદશાહના હાથમાં સોંપશે નહિ. બાયલા—હીચકારા—નામર્દ બાદશાહને કહો કે અમે રાજપૂતવીર છીએ. અમે ઘણા આનંદથી મૃત્યુનું સ્વાગત કરીશું. દુષ્ટ! તું પણ હવે અહીંથી સત્ત્વર નાસી જા.'

ભયભીત અફ્‌જલ ત્યાંથી નાઠો. નાસતાં નાસતાં તે પાછો ફરીને જોતો હતો કે કોઇ તલવાર લઇને આવતું તો નથી! દુર્ગાદાસે પોતાના સાથીઓ તરફ જોઇને શૌર્યથી કહ્યું 'રાઠોડ વીર ગણ! સુજાવત અને ચન્દાવત વંશના વંશધર ગણ! આજ આપણો મનુષ્યજન્મ ધન્ય થશે! આજ આપણે આપણાં હૃદયોનું દાન દઇને સ્વર્ગગત મહારાજા યશવન્તસિંહજીના શિશુપુત્રની એ રાક્ષસના હાથથી રક્ષા કરીશું. દુષ્ટ ઔરંગજેબે જે વાત સ્વપ્નમાં પણ નહિ ધારી હોય તે આજ પોતાની આંખોએ પ્રત્યક્ષ દેખશે કે કેવળ પાંચસો રાજપૂતવીર પાંચ હજાર યવન સિપા-

ઇઓને અનાયાસે યમલોકમાં મોકલી શકે છે. આજ આ રાજધાની દિલ્લી નગરીમાં મુસલમાનોના ખૂનની નદી વહેશે. આ જુઓ સ્વર્ગમાંથી દેવ સ્વરૂપ મહારાજા યશવન્તસિંહ પ્રસન્નતા પૂર્વક રણ સમુદ્રમાં કૂદવાને માટે આપણને ઉત્સાહિત કરી રહ્યા છે. હવે વધારે વિલંબ કરવાની જરૂર નથી. પોત પોતાના ઘોડાઓ તૈયાર કરો. એકવાર સર્વજણ કંઠમાં કંઠ મીલાવી બોલો—' જય! દેવ યશવન્તસિંહનો જય! જય! ભગવાન એકલિંગજીનો જય!'

એકાએક એ રણોન્મત રાઠોડ સૈનિકોનો જયધ્વનિ દિગ્મણ્ડળને પ્રતિધ્વનિત કરતો વિશ્રામભવનમાં બેઠેલા બાદશાહ ઔરંગઝેબના કાનમાં પડ્યો.



## ૪ રાજપુત્રનો બચાવ.

શાહજાદો અકબર, બાદશાહના વિશ્રામભવનમાં ઉદાસ મુખથી તેની સામે આવી ઉભો રહ્યો. ઔરંગઝેબે કહ્યું ' એ મૂર્ખ રાઠોડ સેનાપતિ મારી આજ્ઞા પાળવામાં રાજી નથી એ હું સમજ્યો; કિન્તુ શું તે નથી જાણતો કે દિલ્લીશ્વરની અગણિત સેના એકે એક રાઠોડનો વધ કરી એ ભુજંગશિશુને હમણાં મારી સામે જલ્લાદોની તીખી તલ્વારને અર્પણ કરશે!'

અકબરે કમ્પિત કંઠથી જવાબ આપ્યો—'પિતાજી! આજે જે ભયંકર દૃશ્ય મેં જોયું, તેવું સ્વપ્નમાં પણ કદી જોયું નહોતું. મેં દૂરથી જોયું કે અફ્ઝલના મુખથી આપની આજ્ઞા સાંભળી પાંચસો રાઠોડ-વીરો એકાએક ઉન્મત્ત થઈ પાંચસો નાગી તલ્વારો ચમકાવતા ઘણા આનંદથી નાચી રહ્યા હતા. આ સાંભળો પિતા! અત્યારે પણ તલ્વા-રોનો ખણખણાટ દિગમણ્ડળને પ્રતિધ્વનિત કરી રહ્યો છે! તે પછી—'

બાદશાહે વિલક્ષણ ઉપહાસ પૂર્વક કહ્યું—' તે પછી તું એ કુતરા-ઓના કરડવાના ડરથી સ્ત્રીઓની સોડમાં સંતાવા સારૂ ત્યાંથી નાઠો! તે પછી તું બીજું શું કહેવાનો છે તે કહે.'

અકબરે તેના કહેવાની મતલબ ન સમજતાં આગળ કહેવા માડયું—' તે પછી જે ભીષણ દૃશ્ય જોયું તે યાદ લાવતાં અત્યારે પણ મારૂં હૃદય કંપી ઉઠે છે! રાઠોડવીરોએ પોતાના મૃત્યુ પછી પોતાની સ્ત્રીઓ શત્રુઓથી અપમાનિત ન થાય એ માટે એક ઘરમાં બળતણ—કાષ્ઠાદિ ભરી તેને આગ લગાડી દીધી. કેવળ એકવાર પાંચસો રમણીઓનો ભીષણ હૃદયવિદારક શબ્દ સંભળાયો. ક્ષણવારમાં ચારે તરફ અગ્નિ

પ્રજ્વલિત થઇ ગયો અને સેંકડો સુન્દરીઓનાં શરીર એક સાથેજ ભસ્મરાશિમાં પરિણત થઇ ગયાં !'

ઔરંગજેબે કાંઇક હસીને કહ્યું ' એ બહુ ઠીક થયું. રાજદ્રોહી, વિધર્મિ કાફિરો દિલ્લીશ્વરની આજ્ઞા નહિ માનવાનું ફળ પોતાની મેળેજ પામવા લાગ્યા છે. તો પછી રાઠોડ સેનાપતિનું દળ મુગલ ફોજના હાથથી કેમ ન કપાઇ જાય ?'

અકબરે કહ્યું—'તાત ! તેમને ક્ષમા કરવામાં શું અડચણ છે ? મને વિશ્વાસ છે કે જો રાજપૂતવીરો આપના શત્રુ નહીં પણ મિત્ર હોત તો નક્કી આ દિગદિગન્તવ્યાપી અટલ મુસલમાની સામ્રાજ્યનું ગૌરવ પ્રતિદિન વૃદ્ધિ પામત ! આ દાસની આપને વિનીત પ્રાર્થના છે કે રાઠોડ સૈનિકોનો અપરાધ આપ ક્ષમા કરો ! વિપન્ના, નિ:સહાયા, શોકાતુર રાઠોડરાજમહિષી અને તેના નિરપરાધી શિશુપુત્રને યોધપુર જવાની આજ્ઞા આપો. '

સમ્રાટનું મુખમણ્ડલ એકાએક લાલ થઇ ગયું. તેણે ક્રોધથી કેટલીક વાર સુધી અકબરના મોઢા તરફ જોયું. તે પછી ગંભીર સ્વરે કહ્યું 'આટલા દિવસ સુધી હું નહોતો જાણતો કે મેં મારા જઘરમાં સાપ પાળી રાખ્યો છે ! અરે, બેવકૂફ ! તેં શું કહ્યું? મૂર્ખ અકબર ! જે ઔરંગજેબના જીવનનું પ્રધાનવ્રત સમગ્ર ભારતના કાફિરોને નાશ કરવાનું છે; તે શું તારા જેવા મૂર્ખની સલાહથી ખંડિત કરી જાળમાં સપડાએલા ચિર શત્રુને નાસવા દેશે ? હાય ! શા માટે મેં એ મોગલ કુલકલંક અકબરના નામ ઉપર તારૂં નામ રાખ્યું હશે ! મૂઢ ! તું નક્કી જાણજે કે મારી પ્રતિજ્ઞા અટલ છે. રાઠોડ રાજધાની યોધપુરની સાથે સમગ્ર રાજસ્થાનને તત્કાળ ભીષણ સ્મશાનભૂમિમાં ફેરવી દઇશ—ભસ્મીભૂત કરી નાંખીશ. જો તારો જીવ તને વહાલો હોય તો મારી સામેથી નાસી જા અને આ જીવનમાં ફરી કદી પણ મને તારૂં કાળું મોઢું દેખાડીશ નહીં !'

અકબરનું સુકુમાર મુખમણ્ડળ લાલ થઇ ગયું. તેણે જવાબ આપ્યો—'આ શું ? ! ભારતના અધીશ્વર, ત્રીશ કરોડ હિન્દુ-મુસલમાનોના ભાગ્યવિધાતા, પવિત્ર મહમ્મદીય ધર્મના અવતાર, ભારતના શાહની આવી પ્રતિજ્ઞા ઉપયુક્ત છે? આપ નક્કી માનજો કે ધર્મનો જય અને અધર્મનો પરાજય અવસ્ય છે. હું દિવ્યચક્ષુથી દેખું છું કે ભારતભૂમિમાં મુસલમાન સામ્રાજ્યના અધ:પતનને હવે વધારે વિલંબ નથી !'

અકબર ચિન્તિત હૃદયથી ધીરે ધીરે બાદશાહની પાસેથી ચાલ્યો ગયો. તે રાજભવનમાંથી નીકળીને કાંઇક ખોળવા લાગ્યો. ઘણીવાર સુધી

ખોળા કર્યા પછી તે એકત્ર થએલી મુસલમાન ફોજની પાસે આવ્યો. તે રાજપૂત રાજપુરૂષોને ઘેરી રહેલી સેનાથી કેટલેક દૂર એક પ્રૌઢ વયસ્ક મુસલમાન એકલો ઉભો રહી કુતુહળ પૂર્વક ઉન્મત્તપ્રાય રાઠોડ સેના અને તેનો માર્ગ રોકનાર મોગલ સેના તરફ જોઇ રહ્યો હતો. અકબરે તેની પાસે જઇને મીઠા શબ્દોમાં કહ્યું–' સમશેરઅલી ! અહીં એકલોજ ઉભો રહીને તું શું જુએ છે ? '

સમશેરે ચમકીને જોયું તો સામેજ શાહજાદો અકબર ઉભેલો જણાયો. સમશેરે તેને મસ્તક નમાવી સલામ કરીને કહ્યું–' જહાંપનાહ ! ગુલામનો અપરાધ ક્ષમા કરજો. મને આપના અહીં આવ્યાની ખબર નહોતી. હમણાં મેં જે દૃશ્ય જોયું છે, તેથી મારા હોશ ઉડી ગયા છે. આ રાઠોડ વીરોનું ભીમ–ગર્જન સાંભળી અહીં આવીને મેં જોયું તો મોગલ ફોજે રાઠોડોનું નિવાસભુવન ઘેરી લીધું છે અને રાઠોડ ફોજ તીખી તલ્વાર ફેરવીને નાચી રહી છે. તે પછી જે કાંઇ જોયું, તેથી મ્હારા હૃદય ઉપર વિલક્ષણ અસર થઇ છે. રજપૂતોએ કેટલીક રમણીઓને એક ઓરડામાં પૂરી. જરૂર તે તેમની બ્હેનો, સ્ત્રીઓ અને પુત્રીઓ હશે ! તેમનું કરૂણ ક્રંદન–રૂદન સાંભળીને પત્થરનું હૃદય પણ કંપી ઉઠે તેમ છે. તે પછી તે ઓરડાને અગ્નિથી સળગાવી દેતાં હજારો–હજાર કણ્ઠમાંથી ભીષણ વજ્રધ્વનિ સંભળાયો અને એક ક્ષણમાંજ એ સેંકડો રમણીઓની કુસુમ સદૃશ કોમળ દેહલતાઓ બળીને ભસ્મમાં મળી ગઇ ! તે પછી આ જુઓ, રાઠોડ વીરગણ હાથમાં તલ્વારો લઇને બહુ સંખ્યક મુસલમાનોની સામે થવાને તૈયાર થઇ રહ્યા છે. બાદશાહે આજ્ઞા આપી છે કે આ રાઠોડ વીરોને મારીને યોધપુરના રાજા યશવન્તસિંહના શિશુપુત્રને તેમની સેવામાં સમર્પણ કરવો ! યુવરાજ ! દાસની ધૃષ્ટતા ક્ષમા કરજો. આ દાસની ક્ષુદ્ર બુદ્ધિ એ નથી જાણી શકતી કે બાદશાહ સલામત આવું નીચ અને જઘન્ય કાર્ય કરવાને માટે કેમ તૈયાર થયા છે. '

અકબરે કરૂણ સ્વરથી કહ્યું–'સમશેર ! આજ બાદશાહનું આ કાર્ય જોઇને હું પણ તારી પેઠે ક્ષુબ્ધ, વિસ્મિત અને દુઃખી થયો છું; કિન્તુ આ વખતે આવી વાતો કરવાનો સમય નથી. હું ઘણીવારથી એક જરૂરી કામ સારૂ તને ખોળી રહ્યો હતો. એ કામ તારા સિવાય કોઇ કરી શકે તેમ નથી. તેં બાળપણથી પિતાની સમાન મારૂં લાલન પાલન કર્યું છે. તું સદા મારા સુખ–દુઃખમાં સાથી રહ્યો છે. આથી તને હું એક મોટા કાર્યનો ભાર સોંપું છું. '

સમશેર અલીએ ઉત્તર આપ્યો—' શાહજાદા ! શીઘ્ર આજ્ઞા કરો. હું આપને માટે પ્રાણ આપવા પણ તૈયાર છું.'

અકબરે કહ્યું—' ઠીક. સાંભળો સમશેર ! હું તમને પહેલાંજ કહી ચૂક્યો છું કે પિતાના આ નિષ્ઠુર કાર્યથી હું બહુજ દુઃખિત થયો છું. મેં તેમને આ કાર્યથી અટકાવવા માટે બહુજ પ્રાર્થના કરી હતી; કિન્તુ મારી સર્વ કોશીશો વ્યર્થ થઇ. હમણાં મેં પ્રતિજ્ઞા કરી છે કે ગમે તે પ્રકારે એ નિરપરાધી બાળકના પ્રાણ બચાવવા, એવું લાંબા વિચારને અન્તે નિશ્ચય કરી એક ઉપાય નક્કી કર્યો છે.'

સમશેર હાથ જોડીને કહ્યું—' આજ્ઞા કરો.'

' તું જરા પણ વિલંબ ન કરતાં રાઠોડ સેનાપતિ દુર્ગાદાસની ચુપચાપ મુલાકાત લે. તેમને આપણો ઉદ્દેશ્ય જણાવી તે રાજશિશુને એક કંડીઆમાં સંતાડી દિલ્લીથી દૂર લઇ જા અને કોઇ ગુપ્તસ્થાનમાં છૂપાવ ! તે પછી મને છાની રીતે ખબર આપજે.'

સમશેરે કહ્યું ' પણ આ વાત ઉપર કોણ વિશ્વાસ કરશે ? સર્વે એમજ સમજશે કે હું બાદશાહનો ગુપ્તચર છું.'

અકબરે ઉત્તર આપ્યો—' તું નથી જાણતો કે રાઠોડ સેનાપતિ દુર્ગાદાસ અસાધારણ બુદ્ધિમાન છે. મને વિશ્વાસ છે કે તને જોતાંજ તારી વાત ઉપર તેઓ વિશ્વાસ મૂકશે. હવે સત્વર જા. વિલંબ કરવાની જરૂર નથી. નિખિલ બ્રહ્માંડના અધિપતિ, હિન્દુ મુસલમાનોના રક્ષક તે સર્વદર્શી રાજરાજેશ્વર અલ્લાહ તને અવશ્ય આનો બદલો આપશે.'

સમશેરનું મુખમણ્ડળ પ્રસન્ન થઇ ગયું. તે પવિત્રાત્મા અકબરની આજ્ઞા પાલન કરવા માટે તૈયાર થયો. તે અંધતમસાવૃતા પાપનગરીમાં—અધર્મના નિબિડ અન્ધકારમાં—મહમ્મદના પવિત્ર ધર્મની નિર્મળ-જ્યોતિ જણાઈ. ઢંકાઈ રહેલી આગની ચીનગારી હવા લાગતાં સળગી ઉઠી. સમશેરઅલ્લી જીવનની આશા છોડીને અકબરની આજ્ઞાનું પાલન કરવા માટે દોડયો. અકબર એટલામાં નજીક છૂપાઇને વ્યાકુળચિત્તથી એ દેવ—દાનવોના ભીષણ યુદ્ધના પરિણામની પ્રતીક્ષા કરવા લાગ્યો.

કેટલીક વાર પછી જાલિમ બાદશાહ ઔરંગજેબે સાંભળ્યું કે રાઠોડ સેનાપતિ દુર્ગાદાસે પાંચસો તલવારોની સહાયતાથી પાંચ હજાર મોગલ સેનાને મથિત અને વિચ્છિન્ન કરી દિલ્લીનો રાજમાર્ગ યવન રક્તથી કર્દમિત—કાદવવાળો કર્યો છે. તદુપરાંત બાદશાહના શાહી મહેલની સામે નરમુંડનો ઢગલો કરી અત્યંત વીરતાથી રાઠોડો યોધપુર તરફ ચાલ્યા ગયા છે અને એક મુસલમાન યોધપુરના રાજશિશુને સ્નેહ તથા આદરપૂર્વક છાતીમાં રાખી—છૂપાવી કોઇ નિર્જન સ્થાનમાં લઇ ગયો છે.

## ૫–પવિત્રાત્મા ફકીર.

હમણાંજ સૂર્યોદય થયો છે. આ વખતે રાઠોડ સેનાપતિ દુર્ગાદાસ તથા તેનો વિશ્વાસુ નોકર મુકુન્દદાસ બન્ને જણ, યોધપુરની રાજરાણી અરૂન્ધતીદેવી અને અમ્બર રાજતનયા અંબાલિકાને સાથે લઇ એક મસજિદની સામે આવી ઉભા રહ્યા. મસજિદની આસપાસ કોઇ નહોતું. કેટલાક દિવસનો થાક, શ્રમ, ઉજાગરો અને ભૂખને લીધે આજ રાજરાણી તથા રાજકુમારી અંબાલિકાનું શરીર ક્ષીણ થઇ ગયું હતું. દુર્ગાદાસે કહ્યું. 'મહારાણી! આ મસજિદજ તે દયાળુ મુસલમાનનું નિવાસ સ્થાન છે.'

અરૂન્ધતીએ પૂછ્યું–'ક્યાં, તે ફકીર ક્યાં છે ? આ મસજિદમાં તો કોઇ મનુષ્ય પણ જણાતું નથી. ત્યારે શું મારૂં જીવન સર્વસ્વ–બાળક હવે આ લોકમાં નથી ? મેં અનુમાન કર્યું હતું તે શું સત્ય ઠર્યું? બાદશાહે ગુપ્તચરદ્વારા મારા હૃદયના ધનને હરી લઇ વિનષ્ટ કરી નાખ્યું ?'

દુર્ગાદાસે આશ્વાસન આપતાં કહ્યું–'દેવી ! એમ બની શકેજ નહિ. આપ ચિંતા ન કરો. મસજિદની અંદર ચાલો. એ ફકીરની આપણને બહુ જલ્દી ભેટ થશે. હું બહુ દિવસથી એને જાણું છું અને માનું છું. આ વખતે આપ અહીં વિશ્રામ કરો.'

રાણી કેટલીક વાર સુધી મસજિદમાં રહી. આંખોથી અશ્રુ વરસાવતી મસજીદમાંથી બહાર આવી ઉભી રહી. એકાએક તેની આંખોનાં આંસુઓ ઉડી ગયાં. તેણે જોયું કે સામેથી એક લાંબો સફેદ દાઢી અને મૂછવાળો મુસલમાન ફકીર તેની તરફ ચાલ્યો આવે છે. ફકીરની પાછળ એક આલુલાયિત કેશા, શુભ્રવસના દેવસ્વરૂપિણી યુવતી એક ન્હાના બચ્ચાને ખોળામાં લઇ અત્યંત પ્રેમથી તેનું મુખ ચુમતી તે તરફ ચાલી આવે છે. અરૂન્ધતીદેવીએ ફકીરને પ્રણામ કરી પોતાના શિશુ–પુત્રને ઘણી ત્વરાથી પોતાના ખોળામાં લઇ લીધો.

ફકીરે કહ્યું–'મહારાણી અંદર ચાલો !'

મહારાણી ફકીરની સાથે મસજિદમાં ગઇ. અન્દર જઇને દુર્ગાદાસને ફકીરે કહ્યું.–'આપ બહુજ થાકી ગયા છો. નાહી–ધોઇને કેટલીક વાર આરામ કરો. તે પછી મહારાણીની આજ્ઞા મુજબ આગળનું કર્તવ્ય નક્કી કરવામાં આવશે !'

દુર્ગાદાસે પૂછ્યું.–'સમશેરઅલ્લી આ વખતે ક્યાં છે ?'

ફકીરે કહ્યું–'અહીંજ છે. એ રાજશિશુને ખોળામાં લઇ કોઇ ગુપ્તસ્થાનની તપાસ કરી રહ્યો હતો. આ સમાચાર હું પ્રથમજ જાણી

ગયો હતો. તેને આ સ્થાન દેખાડવા માટે મેં એક શિષ્યને તેની પાસે મોકલ્યો હતો. તે પછી આપને સમાચાર આપ્યા હતા; કિન્તુ આ વખતે એ વાતોની જરૂર નથી. પુત્રી વિલાસકુમારી ! મહારાણીને તથા તેમની સહચરીને તારા અન્તઃપુરમાં લઇ જા. મહારાણી ! મેં બહુ દિવસથી વૈરાગ્યવ્રત ધારણ કર્યું છે, કિન્તુ હજુ પણ હું સંસારને છોડી શક્યો નથી. આ મસજિદ અને આની પાસે મકાનોમાં મારા કેટલાક હિન્દુ–મુસલમાન શિષ્યો રહે છે. તેમાંના અનેક મારા ગુપ્તચરો બનીને ભારતનાં વિભિન્ન સ્થાનોમાં ફરી દાનવ–સમ્રાટ્ ઔ-રંગજેબના અત્યાચારોની મને ખબર આપે છે. હું યથાસાધ્ય એ અત્યાચારોને રોકવા પ્રયત્ન કરૂં છું. આ વખતે મારા સાંસારિક જીવ-નનું એજ વ્રત છે. એ સિવાય મારી પરમ પ્રેમાળ પાલિતા કન્યા-એ મને આ જીવનને માટે સંસારસૂત્રમાં બાંધી રાખ્યો છે; એનો સર્વ ઇતિહાસ આપ એના મોટેથીજ સાંભળજો. વિલાસ, પુત્રી ! જાઓ હવે વિલંબ ન કરો. આજે યોધપુરનાં મહારાણી તારાં મહેમાન થયાં છે, તેમની યથાસાધ્ય સેવા કરી જીવન સાર્થક કર.'

ભોજનવિધિ વગેરે થઇ રહ્યા પછી અરૂન્ધતીદેવીએ વિલાસ કુમારીને પૂછ્યું–' બ્હેન ! તું કેટલા દિવસથી આ ફકીરની મસજિદમાં રહે છે ? તારો ઇતિહાસ જાણવા માટે મારૂં મન બહુજ અધીરૂં થયું છે.'

વિલાસકુમારીએ લાંબો શ્વાસ ખેંચીને કહ્યું–' મહારાણી ! મારી પૂર્વઘટના સાંભળવાથી આપના મનમાં ઘણું દુઃખ થશે. મારો સંક્ષિપ્ત વૃત્તાન્ત સાંભળીનેજ આપ સર્વ વાત જાણી શકશો. હું મેવાડના સેનાપતિ સ્વર્ગીય વિક્રમસિંહની કન્યા છું.'

એકાએક અરૂન્ધતી દેવીનું મુખ લાલ થઇ ગયું. તેણે કહ્યું–' હું જાણું છું કે વીર સોલંકી સેનાપતિની સુન્દર કન્યાનું હરણ કરવા માટે મુસ-લમાન લુંટારાઓએ નિદ્રિતાવસ્થામાં તેમને મારી નાંખ્યા હતા !'

વિલાસકુમારી તેને અનુમોદન આપતાં બોલી–' હા મહારાણી! એ ઘટનાને આજ આઠ વર્ષ થયાં. આ દેવ સદૃશ મુસલમાન ફકીરે અચાનક તે રાત્રે મારા પિતાના મૃતદેહની પાસે પહોંચી મને પિશાચોના હા-થમાંથી બચાવી. તે દિવસથી આજસુધી એમના અતુલ યત્નથી હું પ્રતિપાલિત થઇ રહી છું. તેમનાં અપરિમિત સ્નેહ અને વાત્સલ્યની હું આપને શી વાત કહું ? મારા આલોક અને પરલોકના ગુરુદેવ આ પવિત્ર ફકીર સારી–રીતે જાણે છે કે મારા પિતા મને કેવી શિક્ષા

આપતા હતા. આથી તેમણે પણ મને રાજપૂત સૈનિકોના જેવી શસ્ત્ર વિદ્યા શિખવવાનો આરંભ કર્યો. પિતા મને સંસ્કૃતના કાવ્યગ્રંથ તથા ધર્મશાસ્ત્ર ભણાવતા હતા. ગુરુદેવ પણ મને પિતા પ્રમાણે કાલિદાસ અને ભારવી કવિનાં કાવ્યો તેમજ ગીતા–ઉપનિષદ્ અને તેની સાથે મહમ્મદીય પવિત્ર ગ્રંથ કુરાન ભણાવવા લાગ્યા. હું વસ્ત્રાભૂષણ બહુજ પસંદ કરતી તેથી મારા પિતા મને અપાર વસ્ત્રો તથા આભૂષણો લાવી આપતા. ગુરુદેવ પણ તે પ્રમાણે સઘળું લાવી આપે છે. હું બાળપણમાં સંગીત બહુ પસંદ કરતી હતી, તેથી મારા ગુરૂદેવે પોતાની એક વયોવૃદ્ધ મુસલમાન શિષ્યાને મને સંગીત વિદ્યા શીખવાડવા માટે નિયુક્ત કરી છે. મારા ગુરુ મુસલમાન હોવા છતાં સંસ્કૃતના અદ્વિતીય પણ્ડિત છે. ગીતા અને ઉપનિષદ્ આદ્યોપાન્ત તેમને યાદ છે. શસ્ત્રવિદ્યામાં તેમના જેવા વીર રાજપૂતાનામાં બીજા કોઇકજ હશે. હું આટલી મોટી થઇ છું, પણ તેમની દૃષ્ટિમાં હજુ હું બાલિકાજ છું. મારૂં એ શિક્ષણ હજુ સમાપ્ત થયું નથી. હજુ પણ ગુરુદેવની શિષ્યાની સાથે સિતાર બજાવી ગાઉં છું. હજુ પણ પુરુષનો વેશ લઇ તલવારથી યુદ્ધ કરતાં શીખું છું. હું ગુરુદેવના મુખથી પ્રતિદિન જે સઘળાં મધુર, સ્વર્ગીય વચનો અને ઉપદેશો સાંભળું છું; તે સર્વેનું સ્મરણ કરવાથી આ અન્ધકાર–હૃદયમાં આનંદધારા પ્રવાહિત થવા લાગે છે.'

અરુન્ધતી દેવીએ ચિન્તિત થઇને કહ્યું–' મને કાંઇક કાંઇક યાદ આવે છે કે વીર સોલંકી સેનાપતિ વિક્રમસિંહની દેવયાની નામક કન્યા સાથે મેવાડના મહારાણા જયસિંહના પુત્ર અમરસિંહનો વિવાહ થયો હતો.'

એકાએક વિલાસકુમારીનું મોઢું ઉતરી ગયું. તેની ઉજ્જવલ આંખોમાં અશ્રુબિંદુઓ દેખાવા લાગ્યાં. તેણે થોડીવાર મૌન ધારણ કરી પોતાની જીંદગીમાં પ્રથમજ જૂઠી હકીકત કહેવાનો આરંભ કર્યો–'મહારાણી! સંભવ છે કે આપે આ અસત્ય વાર્તા સાંભળી હોય. આ વખતે મને પણ એક વાત જાણવાનું કુતુહલ ઉત્પન્ન થયું છે. શું આપ કૃપા કરી કહેશો કે આપની સાથેની આ અપ્સરા જેવી સુન્દરી ક્યાંથી આવી છે? અને તે કોણ છે?'

અરુન્ધતીએ કહ્યું–' તેં સાંભળ્યું હશે કે આઠેક વર્ષ પહેલાં રાક્ષસ ઔરંગજેબે વીર ધર્મ પરાયણ અંબરાધિપતિ મહરાજ જયસિંહને મારી નાંખ્યા હતા. તેમની ન્હાની રાણી પોતાની લઘુ પુત્રી અંબાલિકાને મૃતપતિના દેહની સાથે ચિંતામાં બળી મરવા માટે ઉદયપુર

મારે પિયર આવી હતી. ત્યાં વિધવા અમ્બર મહિષી સાથે મારો મેળાપ થયો. તે પોતાની આ બાલિકા મને સોંપી ચિંતામાં બળી મૂઈ. તે દિવસથી હું અમ્બર રાજનંદિની અંબાલિકાને મારી પુત્રી પ્રમાણે પાળું છું.

વિલાસકુમારીએ કહ્યું–' મહારાણી! આજ મારે મોટા સૌભાગ્યનો દિવસ છે. હું સ્વપ્નમાં પણ જાણતી નહોતી કે મારૂં આવું ભાગ્ય હશે. આ જુઓ, સામેથી મારા ગુરુદેવ આપના સેનાપતિ દુર્ગાદાસની સાથે આ તરફ આવે છે.

## (૬) ફકીરની સલાહ.

વિલાસકુમારી આનંદપૂર્વક ઉઠીને ઉભી થઇ અને બેએક ડગલાં આગળ જઇને તે ફકીરને કહેવા લાગી–' ગુરુદેવ! આજે મહારાણીની સંગિની આપણી મસજિદને પોતાના રૂપની જ્યોતિથી ઉજ્વલ કરી રહી છે તેનો પરિચય—'

ફકીરે વચ્ચેજ કહ્યું–' પુત્રી! મેં દુર્ગાદાસના મુખથી સર્વ સાંભળ્યું છે. આ અમ્બર રાજકુમારી છે.

ફકીરે રાણી તરફ જોઇને કહ્યું–' કહો, આપ ભવિષ્યમાં હવે શું કરવા ઇચ્છો છો? આપ નિઃસંકોચપણે મને આપની ઇચ્છા જણાવો. આપના વીર સેનાપતિ દુર્ગાદાસની સમાન મને પણ આપનો વિશ્વાસુ ભૃત્ય સમજજો. જરૂર આપ એ વાતથી વિસ્મિત થશો કે હું મુસલમાન થઇને શા માટે મુસલમાન બાદશાહનો વિરોધ કરી રહ્યો છું? સંભવ છે કે આથી આપના મનમાં તરેહ તરેહના સંશય ઉઠવા પામે.

રાણીએ કહ્યું–' દેવ! અહીં આવતાં પહેલાંજ દુર્ગાદાસની પાસેથી આપના સંબંધમાં હું બહુ સાંભળી ચૂકી છું. વળી આજ આપની આ પાલિતા કન્યા લોકમનોમોહિની વિલાસકુમારીએ પણ આપના સંબંધમાં કેટલીક વાતો કહી છે. એ બાબત નિઃસંદેહ છે કે આપ મનુષ્યના વેશમાં દેવતા છો.'

' મહારાણી! હું નિબળ અને દરિદ્ર–વૃદ્ધ ફકીર છું; કિન્તુ ક્ષુદ્ર તૃણ પણ અકારણ–પ્રયોજન વિના ઉગતું નથી. હું મનુષ્ય લોકમાં પેદા થયો છું. મારાથી જો મનુષ્ય જાતિનું તલમાત્ર પણ સારૂં થાય તો મારૂં જીવન સફળ થશે; નહિ તો મારો વિશ્વાસ છે કે હું જંગલી

પશુ કરતાં પણ અધમ ઠરીશ. આ વખતે ભારતનો રાજા મોહ તથા દુરાકાંક્ષાના ભ્રમથી ન્યાય, સત્ય અને ધર્મની વિરૂદ્ધ ઉભો છે. તે સ્વાર્થને વશ થઇને હજરત મહમ્મદના પવિત્ર ઉપદેશ તથા કુરાને શરીફની પવિત્ર સાર–નીતિ–ને કલંકિત કરી રહ્યો છે. આ ખરા વખતે મુસલમાન માત્રનું કર્તવ્ય છે કે તેની તે સારધ્વંસી અને નિષ્ઠુરનીતિ વિરૂદ્ધ હથિયાર ઉઠાવી સનાતન મહમ્મદીય ધર્મનું ગૌરવ કાયમ રાખવું. આથી હું મુસલમાન ફકીર હોવા છતાં મુસલમાન બાદશાહનો વિરોધ કરવા માટે તૈયાર થયો છું. હવે આપની ઇચ્છા જાણ્યા પછી હું નિશ્ચય કરીશ કે હું આપને કેવી રીતે સહાયતા કરી શકું છું.'

અરૂન્ધતીએ કહ્યું–'દેવ! બીજાની વાત તો દૂર રહી; પણ આપ મારી વાતતો જાણો છો કે બાદશાહ કેટલાએ દિવસથી મારી ઉપર નિષ્ઠુર અને પૈશાચિક અત્યાચાર કરતો આવ્યો છે. તેણે કુટીલ નીતિથી મારા પુત્ર પૃથ્વીસિંહને વિનાપરાધે કિશોરાવસ્થામાંજ મારી નાંખ્યો છે. તેણે તરેહ તરેહના પ્રપંચ કરીને મારા પતિ રાજાધિરાજના જીવનનો સંહાર કર્યો છે. અત્યારે હવે તેણે મારા અન્ધકારમય હૃદયકાનનની આ ક્ષુદ્ર કુસુમકલિકાનું પણ અપહરણ કરવા માટે કાલાન્તક મૂર્તિ ધારણ કરી છે. તેણે આ મારી કન્યા સદશ રાજતનયાના ક્ષત્રિયગૌરવરૂપ પિતાને મારી નાખી તે બિચારીને ભર સમુદ્રમાં ધકેલી મૂકી છે. આપની આ પાલિતા કન્યાની માફક બીજી કેટલીએ રાજપૂત નારીઓનો સર્વ નાશ કર્યો છે. તેણે આજ સમગ્ર રાજસ્થાનને શ્મશાન બનાવવાનો વિચાર કર્યો છે. હું ક્ષત્રિય–રાજતનયા છું. ક્ષત્રિય રાજમહિષી છું. તેથી હું પ્રતિજ્ઞા કરૂં છું કે આ સર્વ અત્યાચારોનો અને અપમાનોનો બદલો લઇશ. હું તે રાક્ષસ બાદશાહને સપરિવાર તથા સસૈન્ય ભસ્મ કરવાને માટે ભીષણ સમરાગ્નિ પ્રજ્વલિત કરીશ.'

દુર્ગાદાસે તલ્વારને મ્યાનમાંથી બહાર ખેંચી કહ્યું–'અને આપનો આ ચિરસેવક, સ્વર્ગસ્થ મહારાજા યશવન્તસિંહજીનો ચિરવિશ્વસ્ત ભૃત્ય, આ તલ્વાર દ્વારા એ ભીષણ સમરાનલમાં હજારો યવનમુણ્ડની આહુતિ આપશે. યવનોના રક્તસ્રોતથી ભારત–જનનીની છાતી ઉપરથી દાનવોનું પદચિહ્ન પણ ધોઇ નાંખશે.'

મહારાણીએ કહ્યું–'દુર્ગાદાસ! આ ઘોર વિપદ્‌માં તમેજ મારો આધાર છો, તમે મારા સહાયક છો અને જ્યાં સુધી દેવતાઓ મારા ઉપર પ્રસન્ન છે; ત્યાં સુધી મારી પ્રતિજ્ઞા સફળ થવામાં કાંઇ પણ સંદેહ નથી. હું સર્વ રાજપૂત નરેશોની પાસે જઇને તેમની આગળ તલ્વા-

રની ભિક્ષા માગીશ. હું સર્વ રાજપૂત જાતિને બહુ દિવસની ગાઢ નિદ્રામાંથી જગાડી રણક્ષેત્રની તરફ દોડવાને માટે વિનંતિ કરીશ.'

ફકીરે કહ્યું 'મહારાણી! હું આપને અધિક શું કહું? હું દિવ્યચક્ષુથી જોઉં છું કે આપની પ્રતિજ્ઞા શીઘ્ર પૂર્ણ થશે. હવે આપ કહો કે આ આપના શિશુતનયને ક્યાં અને કોની પાસે રાખવા ચાહોછો?'

મહારાણીએ જવાબ આપ્યો—'હું આ બાળકને આપને ત્યાં રાખવા ઇચ્છતી હતી; કિન્તુ દુર્ગાદાસ કહે છે કે હવે મુસલમાન ફોજને આપના આ સ્થાનનો પત્તો લાગી ગયો છે. તેથી હું હવે આ પુત્રને આબુ પહાડ ઉપર છૂપાવવા ઇચ્છું છું.'

દુર્ગાદાસે કહ્યું—'અહીં આવતાં પહેલાંજ મેં કેટલીક ફોજ આબુ પહાડ ઉપર મોકલી દીધી છે. તે ત્યાં પહોંચીને મારી રાહ જોઇ રહી હશે. હું તત્કાળજ મુકુન્દદાસને તથા શિશુરાજકુમારને સાથે લઇ ત્યાં જઇ પહોંચું છું. દિલ્લીમાંથી બચેલા રાઠોડ સૈનિકોને મેં મણ્ડળગઢ કિલ્લામાં મોકલી દીધા છે. તેઓ ત્યાં મહારાણીની રાહ જોઇ રહ્યા છે!'

અરૂન્ધતી દેવીએ કહ્યું—'હું અહીંથી જઇને કેટલાક દિવસ સુધી મારા મહિયર ઉદયપુરના રાજભવનમાં રહી મારા આ મહાવ્રતની સાધનાનો ઉદ્યોગ કરીશ. ઘણી ત્વરાથી અરવલ્લી પર્વતની ટેકરીઓમાં એક નવો કિલ્લો બનાવીશ. ત્યાં સર્વ રાજપૂત રાજગણ સેના સહિત એકત્ર થશે. દેવ! આશીર્વાદ આપો કે મારા અન્તિમ જીવનની આ સાધના પુરી થાય!'

ફકીરે ઉત્તર આપ્યો—'મહારાણી! ખુદા આપની આ ઇચ્છા પૂર્ણ કરશે!'

મહારાણીએ ફકીરને અભિવાદન કરી કહ્યું—'આ સર્વ બંદોબસ્ત થઇ ગયા પછી તેમજ અરવલ્લી પર્વત ઉપર નવો કિલ્લો બનાવ્યા પછી સર્વ રાજાઓ ત્યાં એકત્ર થતા પહેલાં હું એકવાર અહીં આવી આપને મળી જઇશ.'

વિલાસકુમારી અત્યાર સુધી ચુપચાપ ઉભી રહી સર્વ વાત સાંભળી રહી હતી. તે મહારાણી તરફ જોઇને બોલી—'મહારાણી! આપે પોતેજ ગુરુદેવ આગળ પ્રતિજ્ઞા કરી છે કે અરવલ્લી ઉપર જતાં પહેલાં અહીં આવી આપ અમને મળશો.'

મહારાણીએ વિલાસકુમારીને સ્નેહપૂર્વક ગળે લગાવીને કહ્યું—'બ્હેન! તારા ગુરુદેવે મારી ઉપર કૃપા કરીને મારા આ કાર્યમાં સહા-

યતા આપવાનું વચન આપેલું છે. એમની સલાહ તથા આશીર્વાદ લેવાં માટે મારે પુનઃ તત્કાળ અહીં આવવું પડશે.'

વિલાસકુમારી પ્રસન્નતાપૂર્વક બોલી–'ઠીક. જરા ઉભાં રહો. ગુરુદેવે મને જે તલ્વાર આપી છે તે લાવીને હું એકવાર આપને બતાવું.' વિલાસકુમારી દોડી ગઇ અને બીજા ઓરડામાંથી એક તલ્વાર લાવી બોલી–'આ જુઓ, આ તલ્વારને પકડી હું રાજપૂત–નરનો વેશ ધારણ કરી યુદ્ધવિદ્યા શીખું છું. આપ જ્યાં સુધી પાછાં નહિ આવો ત્યાં સુધી હું આ તલ્વારની પૂજા કરીશ તે પછી આ તલ્વાર લઇ હું આપની આ મહાવ્રતની સાધનામાં સામેલ થઇશ. મહારાણી! આપની પાસે એક બીજી ભિક્ષા માગું છું કે અહીં આવતી વખતે અમ્બર રાજકુમારી અમ્બાલિકાને પણ તમે સાથે લેતાં આવજો.'

મહારાણીએ કહ્યું–'પુત્રી! અમ્બાલિકા તો આ વખતે સુખ દુઃખ–સર્વમાં મારી સંગિની છે. અમ્બાલકિા મારી સાથે અવસ્ય આવશે.'

વિલાસકુમારીએ અરુન્ધતી દેવીનાં ચરણની રજ માથે ચડાવી. પછી અત્યંત સ્નેહથી આંખમાં પ્રેમાશ્રૂ આણી અમ્બાલિકાને ભેટી પડી.

---

## ૭ માતૃ મંદિર.

ઘણી શીઘ્રતાથી રાઠોડ સેનાપતિ દુર્ગાદાસના ભૈરીરવથી સમગ્ર રાજસ્થાન ખળભળી ઉઠયું. એકે એક સર્વ–રાજાઓ અરવલ્લી પહાડમાં પહોંચી દુર્ગાદાસને મળવા લાગ્યા. કેવળ રાજકુળ શ્રેષ્ઠ મેવાડના મહારાણા આ માતૃમન્દિરના મહાવ્રતમાં જોડાયા નહિ! એકત્ર થયેલા સર્વ રાજાઓએ રાણાની પાસે સકરૂણ વિનીત સંદેશો કહાવ્યો. પણ એવા દુર્દિનના સમયમાં રાજસ્થાનના દુઃખથી રાણાનું હૃદય ન પીગળતું જોઇ સર્વ રાજપૂતોએ દુઃખિત તથા વ્યથીત બની તેનું કારણ જાણવા સારૂ ઉદયપુર રાજભુવનમાં મહારાણી કર્ણાવતીની પાસે એક દૂત મોકલ્યો. દૂતનાં કરૂણ વચનોથી ક્ષત્રિય રાણીનું હૃદય વિદીર્ણ થઇ ગયું. દૂતના ગયા પછી તેણે પોતાના પુત્ર અમરસિંહને બોલાવ્યો.

અમરસિંહ માતાની સામે આવી હાથ જોડી બોલ્યો–'માતા! શા માટે આપે મને બોલાવ્યો છે? આ શું મા! આપ રડો છો શા માટે? શું થયું છે માતા!?'

મહારાણી કર્ણાવતીએ રોતા રોતાં કહ્યું–'પુત્ર અમર! આજ મેવાડ રાજવંશનું આ ઘોર કલંક કોણ દૂર કરશે?'

'કયું કલંક માતા!? હું તો આમાં કાંઇ જાણતો નથી!'

'શું તેં હજુ સુધી નથી સાંભળ્યું કે જોધપુરની મહારાણી અરૂન્ધતી તથા તેનો વીર સેનાપતિ દુર્ગાદાસ દિલ્હીના બાદશાહની સાથે યુદ્ધ કરવા માટે ભારી ઉદ્યોગ કરી રહ્યાં છે? તેમણે અરવલ્લી પહાડમાં એક માતૃમન્દિર બંધાવ્યું છે. મહારાણી અરૂન્ધતીના એ મહાવ્રતમાં સામેલ થવા માટે રાજપૂતાનાના સર્વ રાજાઓ માતૃમન્દિર તરફ ગયા છે.'

અમરસિંહે ઉત્તર આપ્યો—'મા! હું તો બહુજ દિવસથી આ શુભ સમાચાર સાંભળી રહ્યો છું. મ્લેચ્છોના પગથી દલિત થએલા તમસાવૃત ભારતમાં હવે અરૂણોદય થવામાં વિલંબ નથી!'

'પણ પુત્ર! શું તું નથી જાણતો કે રાજસ્થાનના સર્વ શ્રેષ્ઠ વંશમાં આટલા દિવસો પછી કેવી ઘોર શ્યામતા આવવા લાગી છે? મેવાડાધિપતિ મહારાણા આ મહાવ્રતમાં શામેલ થવા તો દૂર રહ્યા, પણ જયસમુદ્રના પ્રમોદભવનમાં કમળાદેવીના અન્તઃપુરમાં ભરાઇ રહ્યા છે!'

અમરસિંહે દીર્ઘશ્વાસ લઇને કહ્યું—'હું આનું કારણ હજુ સુધી નથી સમજી શકતો કે મારા પિતાજી અત્યાર સુધી આ મહાવ્રતમાં સહાય્ય કરવાને માટે અગ્રેસર કેમ નથી થયા!?'

'હાય! અમર! અત્યંત દુઃખની વાત છે! એકત્ર થએલા સર્વ રાજાઓએ આ પુણ્ય મંદિરમાં સામિલ થવા સારૂ તેમની પાસે ઘણાં પ્રાર્થનાપત્ર મોકલ્યાં છે. રાણી અરૂન્ધતીએ પણ તેમને આગ્રહપૂર્વક આમંત્રણ કર્યું છે; કિન્તુ તેમની મોહનિદ્રા કોઇ રીતે તૂટતી નથી. આથી રાણાજીને સમજાવવા સારૂ મારી પાસે તેમણે દૂત મોકલ્યો હતો. કિન્તુ તે બિચારો શું જાણે કે હું આ વખતે કેવી સ્થિતિમાં છું!'

અમરસિંહે કહ્યું—'મા! હું જાણું છું કે દૂત આપને મળીને ઉદાસ થઇ પાછો ચાલ્યો ગયો છે. પણ મને સમજાતું નથી કે પિતાજી આટલા દિવસ સુધી અણીણી, આળસુ અને અકર્મણ્ય મંત્રીઓના હાથમાં રાજ્યનો ભાર સોંપી કેમ નિશ્ચિંત થઇ રહ્યા છે?!

'તે વાત તેઓ જાણે અને તેમની કમળાદેવી જાણે!'

'પણ હું નથી સમજી શકતો કે ન્હાની માતા આવે વખતે આવો વ્યવહાર કેમ કરી રહી છે! તે તો મને બહુજ ચહાતી હતી. મેં તેનો શું અપરાધ કર્યો છે તે હું જાણતો નથી. અહીંથી જતાં પહેલાં શું આપે તેને કાંઇ કડવી વાત કહી હતી?'

'ભગવાન જાણે. હું તો સદા તેને ન્હાની બ્હેન પ્રમાણે માનું

છું. અહીંથી જતા પહેલાં એક દિવસ તેણે મને કહ્યું હતું કે–'વિક્રમસિંહની કન્યા વિલાસકુમારીને અહીં લાવીને રાખો, તેથી અમરનું ચિત્ત ઠેકાણે આવશે.' એ વાત તે વખતે મને ઠીક ન લાગી; તેથી હું તેની વાતથી નારાજ થઇ. એ સિવાય આવા વર્તનનું બીજું કોઇ કારણ નથી.'

એકાએક અમરસિંહનું મોઢું મલિન થઇ ગયું. તે કેટલીકવાર સુધી માથું નીચું રાખી ઉભો રહ્યો. તે પછી બોલ્યો: 'માતા! આજ્ઞા આપો કે આ દાસ તે પુણ્યસમરમાં પ્રાણ સમર્પણ કરી મેવાડનું ગૌરવ સાચવે.'

'પુત્ર! એટલે દૂર તને એકલો કેવી રીતે મોકલું?'

'એકલો કેવી રીતે? મા! મારા સૈનિકો બહુજ દિવસોથી રક્ત ચુસવાને માટે અધીરા છે. ઇસારો મળતાંજ તેઓ આજ એ પુણ્યસમર તરફ દોડી જશે અને ત્યાં અતુલ વીરત્વ દેખાડી જગતને વિસ્મિત કરશે.'

મહારાણીએ ક્ષોભ અને અભિમાનથી દીર્ઘશ્વાસ ખેંચી કહ્યું–'પુત્ર! મહારાણાની આજ્ઞા વિના યુદ્ધમાં સેના લઇ જઇશ તો તેમનો તથા કમળાદેવીનો ક્રોધાગ્નિ બમણો પ્રજ્વલિત થશે.'

પુત્રે હાથ જોડીને કહ્યું–'તો આજ્ઞા આપો માતા! એકલો હું જાઉં.'

મહારાણીની આંખમાં અશ્રુ આવ્યાં. તે બોલી–'વિધાતા! મેવાડના મહારાણાના પુત્રને યવનો સાથે યુદ્ધ કરવાને માટે આજ એકલા જવું પડશે! ઠીક પુત્ર! વિલંબ કરવાની જરૂર નથી! આ રાજકુમારનો વેશ ઉતારીને દીન–હીન ખેડુતનો વેશ ધારણ કર!

'કેમ મા! ખેડુતનો વેશ શા માટે લઉં?'

'પુત્ર! રાજસ્થાનના કેટલાએ રાજાઓ ત્યાં સેના સામંત સહિત આવ્યા છે અને તું મેવાડરાજનો વેશ ધરીને એકલો એક માત્ર તલ્વાર લઇ ઉભો રહે ત્યારે તેઓ પૂછે કે–'મહારાણા ક્યાં છે? તેમના અસંખ્ય સૈનિકો ક્યાં છે?' તે વખતે તું શું ઉત્તર આપીશ? સમગ્ર જગત્ રાણાના નામ ઉપર કલંક લગાવશે. તે કલંક, તે નિંદા તું કેમ સહી શકીશ? તેથી કહું છું કે પુત્ર! દીન ખેડુતનો વેશ લઇને એકત્ર થએલા ક્ષત્રિય રાજાઓ સાથે બે વર્ષ સુધી યુદ્ધમાં શામિલ રહે. બે વર્ષ સુધી કોઇને પણ તારો પરિચય કરાવીશ નહિ. જો કોઇ પૂછે તો કહેજે કે મેવાડના એક સાધારણ રજપૂતનો હું બાળક છું.'

રજપૂત માતાએ પોતાનાં આંસુ લુછી પોતાના હાથથી પુત્રને ગરીબી વસ્ત્રો પહેરાવી કહ્યું 'જા બેટા! હું તને આશીર્વાદ આપું છું કે એકવાર આ સુરાસુર યુદ્ધમાં ક્ષત્રિયશૌર્યથી વસુમતીને ઉજ્વલ કરજે. ભગવાન તારી રક્ષા કરે તો બે વર્ષ પછી મને તારૂં સુન્દર મુખ દેખાડજે.'

કુમાર અમરસિંહ જનનીની ચરણરજ મસ્તક ઉપર ચડાવી એકલો એક ઘોડો તથા તલ્વાર લઇ રાજભવનથી બહાર નીકળ્યો. હાય! આજ તે દિવસો કયાં ગયા? આજ તે દિવસોની સાચી વાતો ઉપન્યાસમાં પણ અસંભવિત અને ઉપહાસ્યાસ્પદ મનાવા લાગી છે!

## (૮) સ્વપ્ન નહીં પણ સત્ય!

ગરમીની રાત પુરી થવા આવી છે. ફકીર પોતાની મસજિદની સામે ચંદ્રમાના પ્રકાશમાં એકલો આંખ બંધ કરીને બેઠો છે. એટલામાં એક ઘોડેસ્વાર તેની સામે આવીને ઉભો રહ્યો. ફકીરે કહ્યુ 'ઇનાયતઅલ્લી! આજ બહુ દિવસે પાછો આવ્યો? ' કાંઇ નવા સમાચાર હોય તો સંભળાવ.'

ઇનાયતઅલ્લીએ ઉત્તર આપ્યો–' હમણાં બાદશાહની સાથે રજપૂતોને લડાઇ થઇ છે. પ્રાયઃ સર્વ હુમલાઓમાં બાદશાહની હાર થઇ છે.'

'એ યુદ્ધની વાત મેં આજ રાઠોડ સેનાપતિ દુર્ગાદાસ પાસેથી સાંભળી છે. દુર્ગાદાસ અને જોધપુરનાં મહારાણી બે દિવસથી અહીં આવ્યાં છે. હવે જો કાંઇ નવા સમાચાર હોય તો સંભળાવ.'

ઇનાયત કહેવા લાગો–' દુર્ગાદાસ અને જોધપુરનાં મહારાણીએ બાદશાહને પરાસ્ત કરવાનો જે નિશ્ચય કર્યો છે તેમાં શામિલ થવા સારૂ પ્રાયઃ સર્વ રાજપૂતોએ પ્રતિજ્ઞા કરી છે. કેવળ મેવાડના રાણા જયસિંહ–'

'તે પણ હમણાં દુર્ગાદાસ પાસેથી સાંભળ્યું છે.'

'પરન્તુ આપ તે નહિ જાણતા હો કે રાણા જયસિંહનો પુત્ર અમરસિંહ નકલી વેશમાં એકલો અહીં આવ્યો છે.'

ફકીરે આશ્ચર્યમાં આવી કહ્યું–' તે કયાં છે? શું તને તેનો મેળાપ થયો હતો?'

'હા. રસ્તામાં મને તે મળ્યો હતો. તેણે પોતાની ખરી હકીકત છુપાવી, કિન્તુ હું પહેલેથીજ તે વાત જાણતો હતો. તેણે મને કહ્યું કે: 'હું મેવાડ દેશનો એક દરિદ્ર રાજપૂત છું. રાઠોડવીર દુર્ગાદાસને

મળવા જાઉં છું. હું તેને રસ્તો દેખાડવા આ તરફ લાવ્યો છું.'

'પણ તું તેને મારી મસજિદમા કેમ ન લાવ્યો ?'

'તેણે અહીં આવવા માટે નાખુશી બતાવી કહ્યું—'હું એક-લોજ દુર્ગાદાસ પાસે જઇશ.' તેણે આ ઝાડીમાં નદી કિનારે મુકામ કર્યો છે. તેનો સફેદ ઘોડો વટવૃક્ષના થડ સાથે બાંધેલો છે.'

ફકીરે કહ્યું—'હું હમણાં યુવરાજ અમરસિંહને મળીને તેને અહીં લાવું છું. પણ આ શું? આ શોરબકોર શાનો ?'

ઇનાયતઅલ્લીએ કહ્યું—'અને એક સમાચાર આપને કહેવાને ભૂલી ગયો હતો. રસ્તામાં ખબર મળ્યા કે અફ્‌જલખાં જજીયાવેરો વસુલ કરવાને બહાને આજ હરદેવપુર ગામની નિરપરાધી પ્રજાનું સર્વસ્વ લુંટી લેવાનો છે! નક્કી—અફ્‌જલખાંએ હરદેવપુર ઉપર આક્રમણ કર્યું હોય તેમ લાગે છે.'

ફકીરે કહ્યું—'તું આ વખતે વિશ્રાંતિ લે. હું તેનો પ્રબંધ કરૂં છું.'

ઇનાયતઅલ્લી ચાલ્યો ગયો. ફકીરે કેટલીક વાર વિચાર કરી થોડે દૂર જઇ અત્યંત સ્નેહથી બૂમ પાડી 'પુત્રી વિલાસકુમારી ! જરા અહીં આવ—બહુ જરૂરી કામ છે.'

વિલાસકુમારીએ ફકીરની પાસે આવીને પૂછ્યું—'પિતા ! ગુરુદેવ ! મને શું આજ્ઞા છે ?'

'બેટી ! એકાએક જરૂરી કામને લીધે તને જગાડવી પડી.'

વિલાસકુમારીએ સલજ્જભાવથી કહ્યું—'ગુરુદેવ ! હું સ્વપ્ન જોઇ રહી હતી કે એક રાજકુમાર આપણી મસજિદમાં આવ્યો છે.'

ફકીરે કહ્યું—'કલ્યાણી ! તારૂં સ્વપ્ન હમણાં સત્ય થશે. આ સાંભળ, હરદેવપુરનાં માણસો આક્રંદ કરી રહ્યા છે. પાપિષ્ઠ યવન સે-નાપતિ અફ્‌જલખાંની ફોજે તેના ઉપર આક્રમણ કર્યું છે. તેથી તારે આ વખતે એક ભારી કામ કરવું પડશે. આ પાસેની ઝાડીમાં નદી કિનારે એક સફેદ ઘોડો બાંધેલો છે અને તે ઘોડાની પાસે એક વીર-પુરૂષ સુતેલો છે. તું તેને યવન યુદ્ધનું સૂચન કરી મારી પાસે તેડી લાવ. વળી એક વાત કહું પુત્રી ! સાવધાન ! હૃદયને કાબુમાં રાખજે. તેને તું તારો પરિચય કરાવીશ નહિ તેમ તું તેને કાંઇ પૂછીશ નહિ.'

'તો શું હું સિપાઇના વેશમાં ઘોડા ઉપર ચડીને જાઉં ?'

'ના. પુત્રી ! હજુ એ સમય નથી આવ્યો.'

વિલાસકુમારી ચપળતાથી ચાલી ગઇ. ફકીરે મસજિદની પાસેના એક બીજા ઓરડા સમીપ જઇને જોરથી કહ્યું—'વીર સેનાપતિ દુ-

ર્ગાદાસ! રાઠોડવીર મુકુન્દદાસ! જલ્દી તરવાર લઇ બહાર આવો.'

ફકીરે ધાર્યું હતું કે દુર્ગાદાસ અને મુકુન્દદાસ હજુ આ ઓરડામાં સુતા છે. પણ તેમના તરફથી કાંઇ ઉત્તર નહિ મળવાથી તેણે મનમાંજ વિચાર્યું–'હું કેમ ભૂલી ગયો? દુર્ગાદાસ અને મુકુન્દદાસ તો હમણાં પ્રાતઃકૃત્ય કરવા માટે નદી કિનારે ગયા છે.'

પ્રત્યૂષકાળમાં હરદેવપુર ગામથી થોડે દૂર નદી કિનારે નિર્જન ઝાડીમાં કૃષકવેષધારી અમરસિંહ એકલો જમીન ઉપર પડ્યો પડ્યો વિચાર કરી રહ્યો હતો. 'આઠ વર્ષ પહેલાં રાજસમુદ્રને કિનારે એક સુન્દર બાલિકા કોણ જાણે ક્યાંથી આવી અને એકવાર દર્શન દઇને પાછી ક્યાંઇ છૂપાઇ ગઇ. મેં તેને તે પછી ઘણી ખોળી; કિન્તુ તે અપાર્થિવનિધિ તે હસ્યુડાસ્ખલિત સુધાંશુલેખા આ જગત્‌માં ફરી ન મળી. કેવી રીતે અને ક્યાં જવાથી તેને એકવાર જોઇ શકું?'

વિચાર કરતો કરતો યુવાન સુઇ ગયો. નિદ્રામાં તેણે સ્વપ્ન જોયું કે પોતે તે અપાર્થિવનિધિને ખોળતો ખોળતો એકલો એક ઉંચા પર્વતના શિખર ઉપર ચડ્યો છે. પર્વત ઉપર કોઇ માણસ નથી. નીચે એક મોટી નદી ખળખળ ધ્વનિથી વહન કરી રહી છે. ઉપર ચડીને તેણે ઉચ્ચ સ્વરે કહ્યું કે 'હાય! શું તે પુનઃ એકવાર પણ નહિ મળે?'

કોણ જાણે ક્યાંથી એટલામાં કોઇએ ઉત્તર આપ્યો–'ચિંતા ન કરશો. ફરી મળશે.'

યુવકે આશ્ચર્યચકિત થઇ જોયું કે એક લાવણ્યમયી આલુલાયિતકુન્તલા રમણી ઉપરથી તેની સામે આવીને ઉભી રહી; અને મધુર સ્વરથી બોલી–'ફરી મળશે!'

કૃષિકે દુઃખિત ભાવથી તહ્યું–'ક્યાં મળશે? ક્યારે મળશે?'

રમણીએ કહ્યું–'હમણાં સામે જુઓ.'

યુવકે આગ્રહ અને આશ્ચર્યથી સામે જોયું. સામે સારાં સારાં મોટાં મોટાં મકાનોથી ભરેલી રાજધાની છે. તેની વચ્ચે એક સુન્દર મંડપમાં બેઠેલા અસંખ્ય દાનવો ભીષણ હૃદયવિદારક અટ્ટહાસ્યથી આકાશને પ્રતિધ્વનિત કરી રહ્યા છે, તે અટ્ટહાસ્યમાં ચારે તરફથી અસંખ્ય લોકોનો હાહાકારરવ મળી જાય છે અને રાજધાનીની ચારે તરફ રક્તની નદી વહન કરી રહી છે. તે રક્તની ધારામાં હજારો નરશરીર, યજ્ઞોપવીત ધારી બ્રાહ્મણોનાં કપાએલાં શિર અને અસંખ્ય યુવતીઓનાં કપાએલાં ધડવાળી કમનીય લાશો વહન કરે છે અને ડૂબી જાય છે.

રમણી કેટલીકવાર શાન્ત રહી પુનઃ બોલી–'હવે ઉપર જુઓ.'

યુવાને કંપિત થઇ જોયું તો–નીલગગન ઉપર રત્નરાજિજડિત સુવર્ણનો એક પર્વત ખંડ છે. પર્વતની નીચે શ્વેતસલીલા, કનકમળ શોભિતા, મન્દાકિની મૃદુ મધુર શબ્દથી કલકલ કરતી વહન કરી રહી છે. પર્વત ઉપર પારિજાત ફૂલો ઉપર ચળકતું એક મોટું વિચિત્ર સિંહાસન છે. તે સિંહાસન ચંદ્રમાનાં કિરણોનું અથવા પુષ્પોનું બનાવેલું છે. સિંહાસનની ચારે તરફ અસંખ્ય સુર રમણીઓ મંગળ ગીત ગાતી ગાતી તે અમર પ્રદેશને પ્રતિધ્વનિત કરી રહી છે. અને આ શું? ખેડુત યુવકે આનંદથી વિસ્મિત થઇ જોયું કે રત્નગિરિની ઉપર તે કાંચનકમળમાલામયી મન્દાકિનીને કિનારે તે સુધાંશુનિર્મિત સિંહાસનની સામે તે અસંખ્ય સુરનારીઓમાં–અસંખ્ય તારા દળમાં પૂર્ણશશિ પ્રમાણે શોભાતી તે કિશોરી મૂર્તિ છે. અહા! ઘણી સુન્દર મૂર્તિ છે.

રમણીએ મુગ્ધહૃદયી યુવકને પૂછ્યું–'શું તમે ત્યાં જવા ઇચ્છો છો? પણ ત્યાં જવાને માટે અનેક સાહસ અને સાધના જોઇએ. આ ભીષણમૂર્તિ દાનવોને યુદ્ધમાં હરાવી આ નિમિલિત નયન, વિષણ્ણ-વદન દેવતાઓનો આશીર્વાદ લઇ આ રક્તની નદી ઓળંગો તો ત્યાં જઇ શકશો. કહો, જવાની હિમ્મત છે?'

યુવકે કહ્યું–'દેવી! આશીર્વાદ આપો; અવશ્ય જઇ શકીશ.'

રમણીએ બહુ ઉચ્ચ અને મધુર સ્વરથી આકાશ, પૃથ્વી અને પર્વતને કંપાવતા કહ્યું–'તો ઉઠો. હવે ન સુઓ. જાગૃત થાઓ.' દૈત્ય રાજધાની પણ એ શબ્દથી કંપી ઉઠી.

યુવકની આંખ ઉઘડી ગઇ. સુખનું સ્વપ્ન સમાપ્ત થયું. તેણે ચારે તરફ દૃષ્ટિ ફેરવી જોયું. કાલિન્દી નદી ધીરે ધીરે વહન કરી રહી છે. સર્વત્ર જન શૂન્ય ઝાડી છે. તે પર્વતનું શિખર ક્યાં છે? તે દાનવોની રાજધાની ક્યાં છે? તે દેવગણ ક્યાં છે? તે રત્નગિરિ ક્યાં છે? તે મન્દાકિની તટવાસિની, અપ્સરા મધ્યવર્તિની, પૂર્ણ શશિરૂપીણી ગૌરવમયી સુન્દર મૂર્તિ ક્યાં છે? યુવાને પાછળ ફરીને જોયું તો તેજ સુર રમણી ઉભી છે. શું આ પણ સ્વપ્ન છે? નિશ્ચય કરવાને માટે યુવાન ચારે તરફ જોવા લાગ્યો કે પોતે જાગૃત છે કે નિદ્રામાં છે! આકાશમાં નક્ષત્રો દેખાય છે. ચંદ્રમા ઓજે છે. નીચે નીલવસના ચંચળ પ્રાણા તરંગિણી તારાઓનો હાર પહેરીને નૃત્ય કરી રહી છે. આ સ્વપ્ન નથી પણ સત્ય છે એમ તેની ખાત્રી થઇ.

રમણીએ પુનઃ કહ્યું-' ઉઠો. ઉઠો. હવે ન સુઓ !'

આ તો તેજ મધુર, કોમળ અને મનમોહક કણ્ઠસ્વર છે. યુવક ચકિત થઇ રમણી તરફ જોતો ઉભો થઇ ગયો.

' તમારી પાસે તલ્વાર છે ?' રમણીએ પૂછ્યું.

નિદ્રામાંથી ઉઠેલો યુવક મુગ્ધ અને વિસ્મિત થઇ ગયો છે; તેનાથી બોલી શકાતું નથી.

રમણીએ કેટલીકવાર સુધી પ્રત્યુત્તરની રાહ જોઇ પુનઃ કહ્યું—'તમારી પાસે તલ્વાર છે? હૃદયમાં સાહસ છે? ભુજાઓમાં બળ છે ? નસેનસમાં આર્યરૂધિર વહન કરે છે ? હૃદયમાં સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિને માટે મમતા છે ? જવાબ આપો !'

' હા. '

' તો મારી સાથે ચાલો. '

યુવક મંત્રમુગ્ધ થઇ તે રમણીની સાથે સાથે ચાલ્યો.

રમણીએ સ્ફૂર્તિથી ચાલી થોડીવારમાં મસજિદની સામે આવી પહોંચી તે તરૂણને કહ્યું-' તમે ક્ષણવાર અહીં રહો. હું હમણાં પાછી આવું છું. '

રમણી મસજિદમાં ચાલી ગઇ. યુવકને વધારે વખત ત્યાં ઉભા રહેવું પડયું નહિ. બહુજ શીઘ્રતાથી રમણી ફકીરને સાથે લઇ બહાર આવી. યુવકે જોયું કે ફકીરે ભગવાં વસ્ત્ર પહેર્યાં છે. તેના હાથમાંનું ભીષણ કૃપાણ ચન્દ્રમાના પ્રકાશમાં ચળકી રહ્યું છે. તેની સફેદ દાઢીમૂછ અને જટાથી સુશોભિત વેશ જોઇને તરૂણના શરીરનાં રોમાંચ ઉભાં થઇ ગયાં. તેનું હૃદય ભક્તિ રસથી ભરાઇ ગયું; એવી જ્યોતિર્મય યોગમૂર્તિ ખેડુતે કયારેય પણ જોઈ નહોતી. ફકીરે આંખ ઉઘાડીને તરૂણ તરફ જોયું અને રમણીને કહ્યું-' પુત્રી ! તું અહીં રહે. હું આ વીરયુવકને સાથે લઇને મુસલમાનો સાથે યુદ્ધ કરવા જાઉં છું !'

ફકીરે સત્વર આગળ પગલાં ભરવા માંડયાં. તરૂણ પણ કાંઇ બોલ્યા ચાલ્યા વિના તેની પાછળ પાછળ ચાલ્યો.



## (૯) કાફિર છે કે મુસલમાન ?

" ચુપ ! ચુપ ! આ ઔરંગઝેબ બાદશાહનો સેનાપતિ અફ્ઝલખાં આવે છે. "

હરદેવપુર ગામમાં અર્ધરાત્રીને સમયે એક સ્ત્રી પોતાના બાળકને ભય દેખાડી રહી હતી. બાદશાહનો પ્રિય સેનાપતિ અફ્ઝલખાં બહુ

દિવસ થયા કાફિર ધર્મનું નામ નિશાન લુપ્ત કરી દેવા માટે પ્રબળ પ્રયત્ન કરી રહ્યો છે. વિશેષતઃ જજિયા એટલે કાફિર કર વસુલ કરવાના સમયે તેણે કેટલીકવાર પોતાના વિશેષ પરાક્રમનો પરિચય કરાવ્યો છે. હાલમાં હરદેવપુર અને તેની પાસેનાં ગામોના હિન્દુઓએ જજિયા વેરો આપવાનો ઇનકાર કર્યો હતો. અફજલે અસંખ્ય ફોજ લઇને વિદ્રોહી પુરૂષોના હાથ, સ્ત્રીઓના કાન તથા બાળકોની આંગળીઓ કાપી લેવાની તેમને આજ્ઞા આપી અનેક કાફિરોને ગૌરક્તથી સ્નાન કરાવી કુરાને–શરીફના કલ્મા પઢાવી દીધા હતા. તેથી ન્હાનાં–મોટાં સર્વ સ્ત્રી–પુરૂષ અફજલથી બહુજ ડરતાં હતાં. વિશેષતઃ બાળકો તો એમજ જાણતાં હતાં કે અફજલ તો કોઇ ભૂતનો દાદો છે ! તેથી આજ એક માતા ઉપર મુજબ પોતાના બાળકને અફજલના નામથી ડરાવી રહી હતી. બચ્ચાએ અફજલનું નામ સાંભળતાંજ રડવું બંધ કરી, માતાને ગળે બાઝી પડી આંખો બંધ કરી દીધી.

એકાએક માતાના ગળે વળગેલું બાળક પડી ગયું ! જનની ધ્રૂજતી ધ્રૂજતી નીચે બેસી ગઇ. બાળક ભયથી ફરી રડવા લાગ્યું. અફજલના આવ્યાનાં ચિહ્નો જણાવા લાગ્યાં. લોકોનો કોલાહલ સંભળાવવા લાગ્યો. લોકો કહેવા લાગ્યા–' અફજલ ! જજિયા કર તો એકવાર આ ગામના સર્વ લોકોએ આપ્યો છે. કોઇની પાસે હવે એક પાઇ પણ બાકી રહી નથી તો પછી તું શા માટે આવ્યો છે ? ' મુસલમાની ફોજનાં ટોળે ટોળાં મકાનોનાં કમાડો તોડી અંદર પેસી ગૃહસ્થોના ઘરને લુંટવા લાગ્યાં. ગાયોને અને સ્ત્રીઓને પકડીને બહાર લાવવા લાગ્યાં. ગામના લોકો રોતા રોતા કહેવા લાગ્યા–' અમે કાંઇ અપરાધ કર્યો નથી. ' પણ સાંભળે કોણ ? ઘોડા ઉપરથી અફજલે લલકારીને પોતાના સિપાઇઓને હુકમ આપ્યો ' ખબરદાર ! એક પણ કાફિર નાસી જાય નહિ ! એક પણ સ્ત્રી કે ગાય હાથમાંથી છુટી જાય નહિ ! વૃદ્ધ સ્ત્રીઓને અને બાળકોને છોડી મૂકો ! '

બીચારા ગ્રામવાસીઓને એટલો સમય પણ ન મળ્યો કે તે પોતાના બચાવનો કાંઇ ઉપાય કરી શકે ! મુસલમાની ફોજ યુવાન, વૃદ્ધ, બાળક, સ્ત્રીઓ, ગાયો વગેરેને બાંધીને પોતાની છાવણી તરફ ચાલી. એ નિર્જનસ્થાનમાં મુસલમાનોના આનંદની સીમા નહોતી. લુંટના માલ ઉપર તર્ક–વિતર્ક થવા લાગ્યા. પહેલી કઇ ગાયોનો વધ કરવો, પહેલી કઇ સ્ત્રીને ભ્રષ્ટ કરવી, સ્વયં અફજલખાં કઇ સુન્દરીને ગ્રહણ કરશે, આવી વાતો થવા લાગી. એટલામાં પીરબક્ષે કહ્યું–' ઓ રહીમ ચાચા ! બે કાફિરો બંધ તોડાવીને નાસી જાય છે. '

રહીમખાંએ કહ્યું–' શું ? હા પણ તે આ ગામના નથી. કોઇ બીજા ગામના છે.'

' બીજા ગામના હોય તેથી શું ? કાફિર તો છેને ? '

ખરેખર થોડે દૂર બે હિન્દુઓ નદીમાં સ્નાન કરીને મહિમ્નસ્તોત્રનો પાઠ કરતા કરતા તે રસ્તેથી આવતા હતા. પીરબખ્શની વાત સમાપ્ત થઇ ન થઇ એટલામાં તે બન્ને તેની પાસે આવી પહોંચ્યા. એક જણે પૂછ્યું–' કેમ ભાઇ ! આજ અહીં આ શું ધમાલ છે ? '

પીરબખ્શે જવાબ આપ્યો–' તું શું હજુ વાત પૂછે છે ? કાફિર ! કમબખ્ત ! તમારે પણ આમની સાથે ચાલવું પડશે.'

' તેમને ક્યાં લઇ જાઓ છો ? '

' નવાબ સાહેબના તંબુમાં ચાચા ! જુઓ છો શું ? બાંધો આ સાલાઓને ! '

' એટલી ઉતાવળ શા માટે કરો છો ? અમે કંઇ નાસી જતા નથી ! જે પૂછીએ છીએ તે કહેવામાં કાંઇ હરકત છે ? આટલાં મનુષ્ય, પશુ અને સ્ત્રીઓને લઇ જઇને શું કરશો ? '

' અરે કાફિર ! કમબખ્ત ! શું તું કાંઇ સમજતો નથી ? આ સર્વ ગાયોનો વધ કરીને તેના રૂધિરથી સર્વ કાફિરોને સ્નાન કરાવીશું ! '

પીરબખ્શ અંધકારને લીધે જોઇ શક્યો નહિ કે તેની વાત સાંભળનારની આંખો લાલ થઇ ગઇ છે ! તે કહેવા લાગ્યો.–' તે પછી આ સર્વને એકે એકે અમે શૂલી ઉપર ચડાવીશું, અને આ યુવતીઓ સાથે અમે નિકાહ કરીશું. વળી આ જો–' પીરબખ્શ પોતાની પાસે ઉભેલી એક ઘૂંમટાવાળી યુવતીના ગળામાં હાથ નાખીને કહેવા લાગ્યો–' આ ઘુંઘટવાલી બીબીજાનથી પીરબખ્શ તંબુમાં પહોંચી નિકાહ–'

તેનું એ કઠોર ભાષણ પુરૂં ન થયું એટલામાં આગન્તુકોમાંના એકે તેની છાતીમાં જોરથી એક લાત મારી. મીયાં સાહેબ થોડે દૂર જઇ પડ્યા ! બીજા માણસે ચાલાકીથી એ ત્રણ કેદીઓના હાથનું બંધન તોડી નાખ્યું. પીરબખ્શને પડતો જોઇ કેટલાક મુસલમાનોએ દોડી આવી તે બન્ને ઉપર આક્રમણ કર્યું. દૂરથી અફજલખાંએ હુકમ આપ્યો–' એ બન્નેને પણ સર્વની સાથે બાંધી લઇ ચાલો.' કિન્તુ કોણ કોને બાંધે ? બન્ને આગન્તુકોએ ઘણી ચાલાકીથી આંબાના ઝાડની બે શાખાઓ તોડી ઉચ્ચ અને ગંભીર સ્વરથી મહાદેવની સ્તુતિ કરતા કરતા તે શાખાઓ વડે મુસલમાની ફોજને પ્રહાર કરવા માંડ્યા. કેદીઓ પણ છૂટી છૂટીને ' ઓમ્ ઓમ્ ' કરતા મહાદેવની સ્તુતિ

કરવા લાગ્યા. અફજલખાંએ પોતાના ભયથી વિસ્મત થએલા સાથી-ઓને સંબોધીને કહ્યું–' નામર્દો ! હથિયાર હાથમાં હોવા છતાં પણ તમે કાયરોની પેઠે માર ખાઇ રહો છો ? તમે ધારો તો આ સર્વને જહન્નમ મોકલી શકો ! '

આ પ્રોત્સાહક શબ્દો સાંભળતાંજ મુસલમાનો તલ્વાર, બરછી, ભાલા વગેરે ચલાવવા લાગ્યા. તે બન્ને વીરો જરા પણ ગભરાયા નહિ. તેમ એક ડગલું પણ પાછા ખસ્યા નહિ. નિર્ભીક હૃદય, અમાનુષિક સાહસ અને અવિચલિત ચરણથી સ્થિર થઇ તે બન્નેજણ મુસલમાનો ઉપર ઝાડની ડાળીઓ ચલાવવા લાગ્યા ! વચ્ચે વચ્ચે ' મહાદેવનો જય ! ' એવો ધ્વનિ કરતા હતા. કેદીઓ પણ આ તમાસો જોઇ વૃક્ષની એક એક ડાળી લઇ ' ઓમ્ ઓમ્ શંકર ' કરતા મુસલમાનોની ખબર લેવા લાગ્યા. કેદી અબળાઓ મંત્રમુગ્ધ થઇ હોય તેમ પાછળ ઉભી ઉભી હાથ જોડી શંકરની સ્તુતિ કરવા લાગી.

પણ તલ્વારની સામે વૃક્ષની ડાળીઓ કેટલીવાર ટકી શકે ? સશસ્ત્ર યોદ્ધાઓની સામે નિઃશસ્ત્ર યોદ્ધાઓ ક્યાં સુધી ઝઝુમી શકે ? બન્ને યોદ્ધાઓ બહુજ નિર્બળ થઇ ગયા. એ વખતે અચાનક રણક્ષેત્રની એક બાજુથી ' જય જય મહાદેવ, હરહર મહાદેવનો ધ્વનિ આવ્યો. અને તરતજ એક તરૂણ–અરૂણ–મૂર્તિ ખેડુતયુવક એ યુદ્ધમાં આવી શામિલ થયો. વળી આ શું ? એક લાંબો મુસલમાન ફકીર પણ એક લાંબી તીક્ષ્ણ તલ્વાર હાથમાં લઇ ' અલ્લાહો અકબર'ના ધ્વનિથી દશે દિશાઓને પ્રતિધ્વનિત કરતો હિન્દુઓની પડખે રહી તેમની સાથે મુસલમાનોનો વધ કરવા લાગ્યો ! તે જોઇ સહસા અફજલના મુખમાંથી નિકળ્યું કે આ કમબખ્ત બુઢ્ઢો કાફિર છે કે મુસલમાન ?

---

## (૧૦) મનુષ્ય છે કે ભૂત ?

' મુસલમાન શું કદી કાફિરોની સાથે મળી મુસલમાનોનાં શરીરો ઉપર હાથ ઉઠાવે ? નક્કી તે કોઇ ભૂત હતું ! '

એને ભૂત કહેવામાં શું કાંઇ સન્દેહ છે ! પણ મારી સમજમાં એ નથી આવતું કે હિન્દુના ભૂતે મુસલમાન ફકીરનો વેશ શા માટે ધર્યો હશે ? તથા વારંવાર ' અલ્લાહ ! અલ્લાહ ! ' કેમ કહી રહ્યો હતો ? જો આ રીતે બે ચાર ભૂત હિન્દુ લોકો પોતાના હાથમાં રાખે તો મુસલમાનોના સંબંધમાં બહુ આફતની વાત ગણાય.

'ખયર ! જે થયું તે ખરૂં, હવે તો તે ભૂત ચાલ્યું ગયું હશે!

ચાલો એકવાર નવાબને દેખીએ કે તેની શું દશા થઇ છે! આ તરફ જુઓ. આ નક્કી—'

મોતથી બચેલા ત્રણ—ચાર મુસલમાનો યુદ્ધક્ષેત્રથી કેટલેક દૂર બેઠા ઉપર પ્રમાણે વાતો કરી રહ્યા હતા. એ વખતે તેમણે જોયું કે એક ઘોડેસ્વાર તેમની તરફ ચાલ્યો આવે છે. ભૂતનો ડર હજુ સુધી તેમના હૃદયથી ગયો નહોતો. તેમની ખાત્રી હતી કે આજનો આ અમાનુષિક સંગ્રામ એક ભૌતિક વ્યાપાર હતો. તે યુવક અને મુસલમાન ફકીરની ચમકતી તલ્વારોનો ઝણઝણાટ હજુ સુધી તેમના હૃદયમાં તાદશ થઇ રહ્યો હતો. તેમણે જાણ્યું કે આ એક ભૂત મનુષ્યનો વેશ ધારણ કરીને પોતાને મારી નાંખવા માટે આવે છે. તેથી તે સર્વ નાસવા લાગ્યા. તેમને નાસતા જોઇને ઘોડેસ્વારે કહ્યું—' કાંઇ ડર નથી. નાસો છો શા માટે ? '

રહીમબખ્શે કહ્યું—' અરે, આ તો આપણા નવાબ સાહેબજ છે!'

' અરે મૂર્ખ ! ભૂતની વાત તું શું જાણી શકે ? શું તને ખબર છે કે ભૂત કેટલી તરેહનાં રૂપ ધરી શકે છે ? તને જો મરવાની ઇચ્છા હોય તો તું અહીં રહે. અમે તો નાસી જઇ જીવ બચાવીશું.'

ઘોડેસ્વાર અફજલખાંએ થોડીજ વારમાં એ નાસનારાઓની પાસે આવી પહોંચી કહ્યું—' નિમકહરામો ! તમે મુસલમાન થઇ હિન્દુથી ડરીને નાસો છો ? કાફિરોને યુદ્ધમાં પીઠ દેખાડવાથી અન્તે ક્યાં જવું પડે છે તે શું તમને સર્વને માલમ છે ? '

નાસવાવાળા એ સાંભળીને જરા લજ્જિત થયા અને સાહસ કરીને ઉભા રહ્યા. રહીમબખ્શે કહ્યું—' હાં, હાં, હુજૂર ! હું તો એમ કહેતો હતો કિન્તુ આ કુફાએ કહ્યું કે આપ અમારા હજરત નથી. આપ હિન્દુઓના ભૂત છો; હજરત બનીને અમને મારી નાંખવા આવ્યા છો. '

ક્રોધથી અફજલખાંએ રહીમબખ્શને તેની ગુસ્તાખીની સજા કરવા માટે તલ્વાર ઉપાડી. રહીમને કુફાએ પાછળ હઠીને કહ્યું—' કેમ મૂર્ખ ! મારૂં કથન સત્ય થયું ને ? આ જો, ભૂતે તલ્વાર ઉપાડી છે. ઓ કરીમખાં ! હવે તો નાસીને જીવ બચાવો.'

અફજલે જોયું કે ડર દેખાડવાથી કાંઇ લાભ થશે નહિ. તેથી તેણે હિમ્મત આપતાં કહ્યું—' તમે શું એમ સમજો છો કે આજ આપણે ભૂતની સાથે યુદ્ધ કર્યું છે ? જો એમ હોય તો આપણે શી રીતે બચી શકીએ ? તેઓ ભૂત હતાં તો તેમણે આપણને—થોડા જણાને કેમ છોડી દીધા ? ભૂતને હાથ પડતાં શું કોઇ પ્રાણ બચાવી શકે છે?'

'તે ખરૂં છે; કિન્તુ તે મનુષ્યો હતા તો મુસલમાન ફકીર હિન્દુની સાથે મળીને મુસલમાનોને કેમ મારતો હતો?'

'શું મુસલમાનો કોઇ કોઇ કાફિર નથી હોતા? હું તે ફકીરને બહુજ દિવસથી જાણું છું. તે ક્યાં રહે છે, તે પણ હું તમને બતાવીશ. હિન્દુઓએ તેને લોભ દેખાડીને અને રિસ્વત આપીને કાફિર બનાવી લીધો છે.'

'ઠીક, પણ જો તે મનુષ્યોજ હતા તો કેવળ ચાર હિન્દુઓએ દોઢસો મુસલમાનોને જોતજોતાંમાં ગાજરની પેઠે શી રીતે કાપી નાંખ્યા?'

અફજલ તેનો શું જવાબ આપે? કેટલીકવાર વિચાર કરીને તે બોલ્યો—'તમે આટલા બુદ્ધિમાન થઇને એટલું પણ ન સમજી શક્યા? પહેલેથીજ તમારા હૃદયમાં ડર પેસી ગયો હતો કે આ મનુષ્યો નથી પણ ખરેખરા ભૂત છે; તેથી તમે કોઇએ લડાઇજ કરી નહિ. આજ આ ભૂતના ડરથીજ તમે મારો સર્વ નાશ કર્યો છે. નહિ તો શું હિન્દુઓની સાથે મુસલમાનો કદી હારે છે? આવી વાત શું ક્યારેય પણ સાંભળી છે? કુરાને શરીફને તમે આજ ભુલી ગયા કે શું?'

ધીરે ધીરે અફજલે ચારે અનુચરોને સમજાવ્યા કે વ્યર્થ આશંકાથી ડરીને આજ મુસલમાન વીરોએ પ્રાણ આપ્યા છે. તેઓ ધારત તો અવશ્ય તેમનો જય થાત. તેમણે કહ્યું—'હવે હજરતનો શું હુકમ છે?'

અફજલખાં સંતુષ્ટ થઇને બોલ્યોઃ 'આ ઘણી શરમની વાત છે કે મળેલો શિકાર આપણે છોડી દીધો! આ વાત હવે કોઇને કહેવી નાહ. દરેકને એમજ કહેવું કે અમે પચ્ચીસ મુસલમાનો ઉપર પાંચ હજાર હથિયારબંધ હિન્દુઓ તુટી પડયા! તેમાં કેટલાક મુસલમાનો માર્યા ગયા છે; પણ હિન્દુઓની મૃત્યુ સંખ્યા અગણિત થઇ છે. અને જુઓ; આજના આ ફકીરને તથા ત્રણે હિન્દુઓને ઉચિત શિક્ષા આપ્યા વિના આપણી ઇજ્જત રહેશે નહિ. આ લડાઇના મેદાનથી અર્ધો કોસ દૂર નદી કિનારે એક જૂની મસજિદ છે; તેમાં તે ફકિર રહે છે. ત્રણ હિન્દુઓ પણ તે ફકીરની સાથે મસજિદમાં ગયા છે. તમે ચુપચાપ તેમની હાલ-ચાલ જુઓ. હું હમણાં બાદશાહની પાસે જઇને આજના આ અપમાનનો બદલો લેવાની તજવીજ કરૂં છું. તમે તરતજ જોશો કે સમગ્ર હિન્દુસ્થાન લોહીથી તર-બતર થઇ જશે! હવે તમે મોટી ઇમાનદારીથી મારો હુકમ માનો. લાયક ઇનામ પામશો.'

ચારે અનુચરોને વિદાય કરીને અફજલખાં ઘોડા ઉપર સવાર

થઇને ધીરે ધીરે અજમેર તરફ ગયો. ધીરે ધીરે ચાલવાનું કારણ એ હતું કે તેના સમસ્ત શરીરમાં પીડા થઇ રહી હતી. યુદ્ધમાંથી નાસતી વખતે પીઠ ઉપર પણ એક પ્રહાર થયો હતો. જ્યારે સિપાઇઓ દૃષ્ટિ-મર્યાદાથી દૂર થયા ત્યારે ખાંસાહેબે પીઠપર હાથ ફેરવીને કહ્યું 'યા ખુદા ! ઘણી પીડા થઇ રહી છે.'

---

## (૧૬) આ પણ શું સ્વપ્ન છે?

યુદ્ધ સમાપ્ત થયા પછી ખેડુત યુવક તથા બીજા બે હિન્દુ વીરોને સાથે લઇ ફકીર મસજિદની સામે આવી ઉભો રહ્યો. અને પછી બોલ્યો—' વત્સ ! આ મારૂં મન્દિર છે. અંદર આવીને પરિશ્રમ દૂર કરો.'

યુવકે પૂછ્યું—' મંદિર છે કે મસજિદ ? '

ફકીરે હસીને ઉત્તર આપ્યો—' પવિત્ર ઇસલામ ધર્મમાં મન્દિર અને મસજિદ, હિન્દુ અને મુસલમાન, અલ્લાહ અને ભગવાન, રામ અને રહેમાન, મહમ્મુદ અને જનાર્દન, કુરાને–શરીફ અને ઉપાનષદ્ બધું બરાબર છે. આ મન્દિરના પ્રતિષ્ઠાતા સમ્રાટ્ શાહજહાંએ પોતે આને મુસલમાન–મન્દિરના નામથી અભિહિત કર્યું હતું; કિન્તુ અત્યારે એ વાતોની આલોચનાનો સમય નથી.'

ફકીરે બન્ને હિન્દુવીરો તરફ જોઇને કહ્યું—' હું ધારૂં છું કે તમારે હવે અહીં રહેવું ઠીક નથી. આજના આ વર્તમાન તત્કાળ બાદશાહને પહોંચશે. અફજલખાં પણ તેનો બદલો લેવા માટે જીવતોડ મહેનત કરશે. માટે તમે સત્વર ઇચ્છિત સ્થાન પર પહોંચી જાઓ. મારી આજ્ઞા છે કે તમે આ વીર યુવકને પણ સાથે લઇ જાઓ. ભવિષ્યમાં તેનાથી બહુજ ઉપકારની સંભાવના છે.'

એક હિન્દુ વીરે ખેડુત–યુવકને પૂછ્યું—' વીર બાળક ! શું તું અમારી સાથે આવવામાં રાજી છે ? '

' ક્યાં ? '

' રણસમુદ્રમાં ! '

યુવાને આનંદપૂર્વક ઉત્તર આપ્યો—' વીરવર ! તૃષાતુર પથિકને અધિક શા માટે મૃગતૃષ્ણાથી ઉન્મત્ત કરો છો ! રણસમુદ્ર ! આ મ્લેચ્છ પીડિત આર્યાવર્તમાં ક્યાં છે તે રણસમુદ્ર છે ? '

' આજ તું યુદ્ધસ્થળમાં ક્યાંથી આવ્યો હતો ? '

' મારી પૂર્વ હકીકત કહેવા માટે બહુજ સમય લાગશે! માત્ર એટલુંજ તમે જાણી લ્યો કે હું મેવાડદેશનો એક દરિદ્ર ખેડુત છું. બહુ

દિવસથી રણસમુદ્રને ખોળી રહ્યો છું. સાંભળ્યું છે કે રાઠોડ સેનાપતિ દુર્ગાદાસે અરવલ્લી પહાડ ઉપર સર્વ રણવીરોને સન્માન સહિત આહ્‌વાન કરેલું છે. મેવાડમાં બીજો કોઇ સાથી ન મળ્યો તેથી હું એકલોજ આવ્યો છું.'

એક હિન્દુ વીરે આનંદ પૂર્વક યુવકને આલિંગન આપી કહ્યું–'ભાઇ! તું જેને ખોળી રહ્યો છે, તેજ દુર્ગાદાસનું હૃદય આ જો તારા હૃદયની સાથે મળી ગયું છે. હવે ચાલ અરવલ્લીની ઉંચી ટેકરી-પરથી આવી રીતે હૃદય સાથે હૃદય મિલાવી રણસમુદ્રમાં કૂદી પડીએ.'

ખેડુતે આશ્ચર્ય સાથે હિન્દુ–વીર તરફ જોયું. તે બોલવા લાગ્યો–'આવું શ્વેતચંદન સમ સુશોભિત ભવ્ય લલાટ, આવી તેજો ગર્વશીલ ચળકતી ઉજ્જવલ આંખો, આવું વીરત્વપૂર્ણ વિસ્તૃત શરીર, આવી મોટી મોટી ભૂજાઓ અને આવો કરૂણામય મધુર સ્વર દુર્ગાદાસ સિવાય બીજા કોનો હોઇ શકે ? દુર્ગાદાસ સિવાય બીજા કોની ભૂજામાં બળ છે કે એક ઝાડની ડાળીથી સેંકડોના પ્રાણ લઇ લે. દુર્ગાદાસ સિવાય 'હરહર મહાદેવ 'ના ધ્વનિથી બીજો કોણ હિન્દુઓના પ્રાણ શૂન્ય દેહમાં અમૃત રેડી સજીવ કરી શકે ? ' તે આશ્ચર્ય સાથે દુર્ગાદાસનું વીર શરીર જોઇ રહ્યો હતો. ફકીરે હસતાં હસતાં કહ્યું–' વીર બાળક ! હું તને ઓળખી ગયો છું; માટે દુર્ગાદાસથી કે તેના આ સાથીથી તારી હકીકત તારે છૂપાવવાની જરૂર નથી.'

'પણ અહીં આવતાં પહેલાં મારી માતા પાસે મેં પ્રતિજ્ઞા કરી હતી કે કોઇને હું મારૂં વૃતાંત કહીશ નહિ. હવે આપની જેવી આજ્ઞા!'

ફકીરે કહ્યું–' આ બન્ને જણ તારી હકીકત કોઇને કહેશે નહિ. રાઠોર વીર દુર્ગાદાસ! આનું વૃત્તાંત સાંભળી આપ વિસ્મિત અને આનંદિત થશો. આ મેવાડાધિપતિ મહારાણાનો કુમાર અમરસિંહ છે.'

દુર્ગાદાસે આનંદથી એ કૃષક વેશધારી રાજકુમારને કહ્યું–' હું આપનો સદાનો દાસ છું. આજ મારૂં જીવન ધન્ય થયું ! આપ મારી સાથે ચાલો, ત્યાં અપૂર્વ દૃશ્ય જોઇ શકશો. જોધપુર રાજમહિષીના નવા માતૃમન્દિરમાં અસંખ્ય વીરોની નાગી તલ્વારો ચમકી રહી છે. હવે એકવાર મારી સાથે આપ આ મસજિદની અંદર આવો હું મહા-રાણી સાથે આપનો પરિચય કરાવું.'

અમરસિંહે કહ્યું–' જોધપુર રાજમહિષી આ નકલી વેશમાં પણ મને ઓળખી લેશે. આપ તેમને કહેજો કે તે મારો પરિચય અન્ય કોઇને કરાવે નહિ. હવે ચાલો; આપણે તેમને મળી આવીએ.'

દુર્ગાદાસ અમરસિંહનો હાથ ઝાલીને મસજિદની અંદર ગયો. મસજિદની વચમાં થોડું આંગણું હતું અને એ આંગણામાં ફૂલોનો

બગીચો હતો. અત્યારે એ જંગલી ફૂલોનો બગીચો બની ગયો છે. એ બગીચામાં બે રમણીઓ ઉભી હતી.

દુર્ગાદાસે કહ્યું–' વીરકુમાર ! તમારી સામે યોધપુરની મહારાણી અરૂન્ધતી દેવી અને તેમની પાસે અમ્બરની રાજકુમારી અંબાલિકા ઉભાં છે.'

યુવકે જોયું–સામે નિરાભરણા, પટ્ટવસ્ત્ર પરિહિતા રાજમહિષી અને તેની પાસે જગદ્ધાત્રી દેવી જેવી એક તરૂણ સુન્દરી ઉભી છે. આ શું સ્વપ્ન છે? આજથી આઠ વર્ષ પહેલાં બાળપણામાં અહેર ઉત્સવને દિવસ રાજસમુદ્રને કિનારે તેણે જે સ્વર્ગીય નિધિને એકવાર જોઇને તરત ગુમાવી દીધો હતો, તે આ સુન્દરી હોય તેમ જણાયું. અહા ! ઘણી મનોહારિણી સુન્દર મૂર્તિ છે.

યુવકે દુર્ગાદાસના કહ્યા પ્રમાણે જમીન ઉપર ઢુંટણ ટેકાવી અભિવાદન કરતી વખતે જ્ઞાનશૂન્ય હોય તેમ તે સુન્દર મૂર્તિના ચરણમાં આળોટી પડ્યો. અને કોણ જાણે કેમ, એકાએક અંબર રાજકુમારીનું શરીર કણ્ટકિત થયું. હૃદય કંપવા લાગ્યું. હોશ ઉડી ગયા ! ' હાય ! દેવી ! સ્વપ્ન શું સાચું થાય છે ? ' એમ બોલતો રાજકુમાર મહારાણી અરૂન્ધતીના પગ ઉપર મુર્છિત થઇ પડી ગયો.



## (૧૨) વિદાય.

સવારે ફકીરની મસજિદના દરવાજા ઉપર એક રમણી એકલી ઉભી હતી. ફકીર જમીન પર ઢુંટણ ટેકવી નિમાજ પડી રહ્યો હતો. તે સમાપ્ત થતાં તેણે આંખ ઉઘાડીને તે રમણીને પૂછ્યું–'પુત્રી ! આજ હું તારૂં મોં ઉદાસ જોઉં છું. શું બીજા કોઇ અશુભ સમાચાર છે ?

રમણીએ હાથ જોડીને કહ્યું–' આપની પાસેથી હું વિદાય થવા આવી છું.'

' ક્યાં જવા ઇચ્છે છે ?'

'દેવ ! અભાગિનીને વ્યર્થ એવો પ્રશ્ન કેમ કરો છો ? મારી ઇચ્છા શું આપથી છાની છે ? '

ફકીરે ઉદાસ મનથી જવાબ આપ્યો–' અભાગિની ! સમજું છું કે તું દુર્ગાદાસના પહાડી કિલ્લામાં જવા ચાહે છે. પણ પહેલાં કેટલીક વાતો પૂછું છું, તેને જવાબ દે.

' પૂછો. '

'તારા સ્વામી છદ્મવેશી રાજકુમાર અમરસિંહે શું તને ઓળખી લીધી ?

વિલાસકુમારીએ ઉદાસ મુખે અસ્પષ્ટ–તૂટક શબ્દોમાં ઉત્તર આપ્યો–' મને ઓળખવાનો કાંઇ સંભવ નથી ! '

' તું તો તેને જોતાંજ ઓળખી ગઇ હતી ને ? '

' દેવ ! અપરાધ ક્ષમા કરજો. આપ અન્તર્યામી હોવા છતાં શું નારીના હૃદયની વાત નથી સમજી શકતા ? '

' તો શું તેના દર્શનને માટે અધીરી થઇ રહી છે ? '

' આપના સમજવામાં ભૂલ થાય છે. અવિનય ક્ષમા કરજો. આ અભાગિનીનું હૃદય એમના દર્શનની લાલસાથી વ્યાકુળ થયું નથી. ઠીક થયું કે તે મને ઓળખી શક્યા નહિ. આ જન્મમાં હું મારો પરિચય તેમને નહિજ કરાવું. ગત રાત્રીએ જ્યારે મન્દિરમાં અમ્બર રાજકુમારી અંબાલિકા સાથે તેમનો મેળાપ થયો ત્યારે મેં સર્વ છૂપાઇને જોયું છે. તે પછી રાજકુમારી પાસેથી વાતચીતમાં મેં સર્વે જાણી લીધું છે. તેમણે બાળપણમાં એક દિવસ રાજકુમારી અંબાલિકાને રાજસમુદ્રને કિનારે જોઇ હતી. તે દિવસથી તેઓ અમ્બાલિકાના પ્રેમમાં મુગ્ધ થઇ ગયા છે. અમ્બાલિકા હજુ સુધી તેમને ઓળખતી નથી. તે તો એમજ જાણે છે કે તે મેવાડદેશનો એક દરિદ્ર ખેડુત યુવક છે. મારા હૃદયમાં પણ નવી આશાનો સંચાર થયો છે. તે દિવસથી મ્લેચ્છવધની આશામાં મારૂં હૃદય વ્યાકુળ થએલું છે. હૃદયમાં પિતૃહત્યાનો બદલો લેવાની ઇચ્છા બળવાન થઇ ગઇ છે. બાલિકાની પ્રગલ્ભતા માટે ક્ષમા કરજો. વીરનું હૃદય નારીના પ્રેમની લાલસાથી ઉન્મત્ત થતાં તે અસાધ્યને સાધ્ય કરી શકે છે. જો તેઓ જાણે કે યવનયુદ્ધમાં જય મેળવવાથી તેમના પવિત્રપ્રેમની વાસના પૂરી થશે; તો આપ શીઘ્ર દેખશો કે સમસ્ત આર્યાવર્ત મુસલમાનોના રૂધિરથી ભરાઇ જશે. ભારતમાંથી શત્રુઓ સત્વર દૂર થઇ જશે અને આજની આ પૈશાચિક લીલા આર્યજાતિના વિજયોત્સવમાં બદલાઇ જશે. એ સમયે દેવ ! આ યવનધ્વંસકારી વીરયુવકની સાથે સુન્દરી કુળેશ્વરી અમ્બરરાજકુમારીના વિવાહનો ઉત્સવ જોઇને મારૂં જીવન સફળ કરીશ ! '

ફકીરે દયાર્દ્ર કણ્ઠથી કહ્યું–' પુત્રી ! એ કઠોર સાધનમાં શું તું તારૂં હૃદય કાબુમાં રાખી શકીશ ? '

વિલાસકુમારીએ સજળ નેત્રે કહ્યું–' આપ જેવા જેને ગુરુદેવ છે, તેને પોતાનું હૃદય કાબુમાં રાખવું મુશ્કેલ નથી. આટલા દિવસોની આપની શિખામણ શું વ્યર્થ જશે ? આશીર્વાદ આપો કે જેથી હું હૃદયને આ મહામંત્રથી દિક્ષિત કરી શકું ! રાણી અરૂન્ધતી અહીંથી

પોતાના માતૃમંદિરમાં જવાને માટે તૈયાર છે. આપો આજ્ઞા આપો. હું પણ કાળો ઘોડો અને મારી તલ્વાર લઇ તેમની સાથે જાઉં. કેટલાક દિવસ પછી ફરી આપની પાસે આવીશ.' વિલાસકુમારી ફકીરને અભિવાદન કરી ત્યાંથી ચાલી ગઇ. જતી વખતે એક વાત વારંવાર તેને યાદ આવવા લાગી. તે અભિવાદન કરતી ત્યારે ફકીર સદા તેને આશીર્વાદ આપતો હતો; આજ તે આશીર્વાદ દેવાનું કેમ ભૂલી ગયો ?

---

## (૧૩) બરાબરી.

શરદ્‌ઋતુની શુક્લયામિનીનો પ્રાતઃકાળ હતો. ચંદ્રમા આખી રાત દોડવાને લીધે થાકી ગયો હોય તેમ આરામ લેવા આકાશ-પ્રાંતમાં એક તરફ પડી ગયો હતો. આ વખતે એક પહાડી સંકીર્ણ રસ્તાની સામે ખેડુત યુવક અને દુર્ગાદાસ નીચે જમીન ઉપર સુતા હતા. તેની પાસે રાજકુમારી અમ્બાલિકા તથા વિલાસકુમારી જમીન ઉપર સુતાં હતાં. રાણી નિદ્રાધીન થઇ ગઇ હતી કિન્તુ અમ્બાલિકા એટલી શ્રમિત હોવા છતાં પણ જાગતી હતી. યુવક જાણતો નહોતો કે પોતાની પેઠે રાજકુમારીની આંખોમાં પણ નિદ્રા નથી !

એકાએક પાસેજ કેટલાક ઘોડાઓની ખરીઓના અવાજ સંભળાયા. યુવક ચમકી ઉઠ્યો અને કમરે લટકતી તલ્વાર મ્યાનમાંથી કાઢી ઉભો થઇ ગયો. તેણે દુર્ગાદાસને સંબોધન કરતાં કહ્યું-' વીરવર ! તલ્વાર કાઢો. હવે વિલંબની જરૂર નથી. આ જુઓ. સામે શત્રુઓની અસંખ્ય સેના ઉભી છે !'

દુર્ગાદાસે જોયું તો થોડે છેટેથી ઘોડેસ્વાર લશ્કર પોતાની તરફ આવતું જણાયું. તેણે કહ્યું આપણે કેવળ ત્રણ આદમી છીએ. ઘણા લોહીની તૃષિત આ તલ્વારની તૃષા તો આજ અવશ્ય તૃપ્ત થશે-છીપશે; કિન્તુ રાજમહિષીને અને રાજકુમારીને છેવટે કોણ બચાવશે ?'

યુવકે કહ્યું—' રસ્તો ઘણો સાંકડો છે. આટલા બધા સૈનિકો એક સાથે આગળ વધી શકે તેમ નથી. આપ રાજકુમારીને, રાજરાણીને અને આ રમણીને સાથે લઇ આગળ વધો. હું ત્યાં સુધી અહીં શત્રુઓનો માર્ગ રોકી રાખું છું.'

દુર્ગાદાસે કહ્યું—'ઠીક ભાઇ ! જ્યાં સુધી આપણા બન્નેની તલ્વારો ઇચ્છાનુસાર શત્રુઓનાં લોહી પીયે ત્યાં સુધીમાં મુકુન્દદાસ રમણીઓને સાથે લઇ આગળ રવાના થાય.'

યુવકે કહ્યું—' નહિ. વીરવર ! જો શત્રુઓની સેના આપણ બન્નેને

હરાવી આ સ્ત્રીઓની પછવાડે પડે તો તેમનો બચાવ કરવો મુશ્કેલ થશે. માટે આપ પણ તેમની સાથે જાઓ. હું એકલો શત્રુની સેનાનો માર્ગ રોકીશ!'

દુર્ગાદાસે કેટલીક વાર સુધી વિચાર કરી તે તરૂણના સુકુમાર વદનમણ્ડળ તરફ જોઇ કહ્યું—'એમ કર્યા સિવાય બીજો કોઇ ઇલાજ નથી. પ્રિય વીર યુવક! વીરતાથી પ્રાણ આપજો. સુરલોકમાં તમને તેનો બદલો મળશે! મહારાણી! હવે વિલંબ કરવા જેવું નથી. સત્વર ઘોડા ઉપર સવાર થઇ જાઓ.'

યુવકે એકવાર રાજકુમારી તરફ જોયું. રાજકુમારીએ જાણ્યું કે એ દૃષ્ટિ એમ સૂચવે છે કે 'તારા માટે પ્રાણ આપવામાં ઘણું સુખ છે.' દુર્ગાદાસ પણ દુઃખ અને અભિમાનથી ઘોડા ઉપર સવાર થયો. મહારાણી અમ્બાલિકાને લઇને ઘોડા ઉપર બેઠી. અમ્બાલિકાએ ઘોડાની લગામ ખેંચી. અશ્વને ઉભો રાખી તે કહેવા લાગી—'દુર્ગાદાસ! આપ ક્ષત્રીય છોને? આજ પ્રાણના ડરથી શત્રુઓને પીઠ દેખાડશો? અને આ વીરબાળકને એકલો શત્રુઓને સોંપી નાસી જશો?'

દુર્ગાદાસે ગંભીર સ્વરથી જવાબ આપ્યો—'અત્યારે બાલિકાનો ઉપદેશ સાંભળવાનો સમય નથી! મહારાણી! અશ્વને ચલાવો. નહિ તો આપને બચાવવાનું મારા માટે કઠીન થશે!'

અમ્બાલિકાએ વળી વધારે જોરથી ઘોડાની લગામ ખેંચી. મહારાણીએ તે જોઇને કહ્યું—'બ્હેન! આજ તું કેમ ઉલ્લાસમાં નથી?'

રાજકુમારીએ સજળ નેત્રે જવાબ આપ્યો—'દેવી! જો આપને પ્રાણનો અધિક મોહ હોય તો આપ દુર્ગાદાસની સાથે નાસો! હુ તો આ વીર બાળકની—'

એ સમયે તલ્વારોના ઝણઝણાટમાં રાજકુમારીના શબ્દો વિલીન થઇ ગયા. તેણે ઘણીવાર યુદ્ધ જોયું હતું. કિન્તુ બાળકની એક તલ્વાર સાથે બસો તલ્વારોનો મેળાપ આજ તેણે પ્રથમજ જોયો. સંગ્રામની એવી વિપરીત સ્થિતિ જોઇને રાજકુમારીનું હૃદય વિંધાવા લાગ્યું. તે મહારાણીના ખોળામાંથી નીચે પડતાં પડતાં બોલી કે—'હા! નિષ્ઠુર દુર્ગાદાસ! શું આ તમારો વીરધર્મ છે?' પણ તેની દરકાર ન કરતાં મહારાણીના અને રાઠોડ સેનાપતિના ઘોડા ચપળતાથી દોડી શૈલશિખરને ઓળંગી ગયા.

તે દિવસ સવારમાં ફકીર આંખો બંધ કરી કાંઇક વિચાર કરી રહ્યો હતો. થોડીવારે તેણે આંખો ઉઘાડીને જોયું તો કેટલાક મુસલમાન સિપાઇઓ સાંકળથી બાંધેલા ખેડુત યુવકને સાથે લઇ પોતાની

તરફ ચાલ્યા આવે છે. પાસે આવતાંજ ફકીરે તે ટોળીના નાયકને કહ્યું–'હું જાણું છું કે તમે મારી વિદ્રોહિતાની સજા અપાવવા સારૂ મને બાદશાહની પાસે લઈ જશો. ચાલો હું તમારી સાથે ચાલવા માટે તૈયાર છું.'

નાયક અફજલખાંએ પોતાના અનુચરોને કહ્યું–'તમે આ ફકીરની વાતોમાં વિલંબ ન કરો. તેને જલ્દી હાથકડી નાંખી દ્યો.' ફકીરે હસીને હાથકડી નંખાવવા માટે પોતાના હાથ લાંબા કર્યા.

---

## (૧૪) દરબાર.

પ્રાતઃકાળમાં અજમેરમાં બાદશાહનો દરબાર છે. રાજપ્રસાદની સામે દરબારે–આમ છે. સંગેમરમરના પત્થરોથી બનાવેલા મોટા મોટા સ્તંભો ઉપર મણિ–મુક્તાની ઝાલરો ચળકી રહી છે. સામેના રત્નસિંહાસનના હીરકદામ, સૂર્યકિરણોથી પ્રતિફલિત થઈ મુક્તાજડિત સ્તંભો ઉપર તથા સમાગત સભાસદોની પાઘડીઓ ઉપર તરેહ તરેહની જ્યોતિ ફેલાવી રહ્યા હતા. તે દરબારની બન્ને બાજુએ સજ્જ થએલી ફોજ ચિત્રની પેઠે ઉભી છે. રત્નસિંહાસન શૂન્ય છે. બાદશાહ હજુ આવ્યો નથી. તે સજ્જ થએલા સૈનિકો તથા ઉમરાવગણ શાન્તિથી તેના આવવાની માર્ગ પ્રતીક્ષા કરી રહ્યા છે. પહેરેગીરે પકડી રાખેલો કેદી યુવક એક તરફ વૃદ્ધ ફકીરની પાસે ઉભો રહી બાદશાહની વિચિત્ર સભા જોઈ રહ્યો છે. યુવકે પૂર્ણ ધ્યાનથી જોયું કે આટલા બધા દાઢી–મૂછવાળા સભાસદોમાં એક પણ હિન્દુ જણાતો નથી! એકાએક ઘણા જોરથી 'અલ્લાહો અકબર'નો ધ્વનિ થયો. તોપો ફૂટવા લાગી. અમીર–ઉમરાવ તથા સૈનિકોએ એક સાથે ઘુંટણ ટેકવી સલામો કરી. ક્ષણવારમાં પુનઃ સભાસ્થાનમાં શાંતિ છવાઇ ગઇ. યુવકે જોયું કે સમ્રાટ્ ઔરંગજેબ હસતો હસતો રત્નસિંહાસન ઉપર બેઠો છે. ક્ષણવાર શાન્ત રહ્યા પછી તે ઔરંગજેબ ઘણી ગંભિરતાથી સભામણ્ડપને પ્રતિધ્વનિત કરતો બોલ્યો–'મુસલમાન ઉમરાવો! સનાતન મહમ્મદીય ધર્મના પ્રચારકો! આટલા દિવસો સુધી મેં સમગ્ર ભારતવર્ષમાં મહમ્મદીય ધર્મનું સામ્રાજ્ય સ્થાપવા જે ઉદ્યોગ કર્યો હતો; તે સર્વે આજ હું એક વાત સાંભળીને વિફળ થયો સમજું છું. સેનાપતિ અફજલખાંએ નિવેદન કર્યું છે કે એક વૃદ્ધ મુસલમાન ફકીરે મુસલમાન ધર્મદ્રોહી હિન્દુઓનો પક્ષ ગ્રહણ કરી ઘણી મુસલમાન સેનાનો વધ કરેલો છે; તેથી અફજલખાંની પ્રાર્થના છે કે તે મુસલમાન ફકીરને રાજદણ્ડનો મારે હુકમ આપવો. પણ હું એ વાત ઉપર વિશ્વાસ કરતો નથી. મારે અફજલખાંના કથનને સાબીત કરવા માટે બીજા પુરાવાની જરૂર છે.'

એક વૃદ્ધ સભાસદે ઉઠીને ક્રોધ પૂર્વક કહ્યું–" જહાંપનાહ ! એ અસંભવિત વાત છે ! સ્વયં મહમ્મદના અવતાર આલમગીર બાદશાહના રાજ્યમાં મુસલમાન ફકીર કાફિરો સાથે મળી જાય, એ વાત હું સ્વપ્નમાં પણ વિશ્વાસનીય ગણુતો નથી. જો અફજલખાં તે સાબીત ન કરી શકે તો તેને પણ સજા મળવીજ જોઇએ. "

અફજલખાંએ હાથ જોડીને કહ્યું–' આ ફકીર સ્વયં દરબારમાં મૌજુદ છે, તેનેજ પૂછો. '

ઔરંગજેબે ફકીરની તરફ જોઇને કહ્યું–' હવે આપ મહેરબાની કરી આગળ આવો અને આ મુસલમાન સભાસદોની સામે ઉભા રહી ફકીરના પવિત્ર નામને લાગેલું આ ઘોર કલંક દૂર કરો. '

ફકીર આગળ વધી બાદશાહના રત્નસિંહાસનની સામે જઇ ઉભો રહ્યો. સભાસદોએ તેની સુન્દર અને તેજોમયી મૂર્તિ તરફ જોયું. તેની લાંબી દાઢી નાભી સુધી લટકતી હતી. દાઢી અને મૂછના સર્વ વાળ સફેદ હતા. આંખોમાંથી એક અપૂર્વ જ્યોતિ નીકળી રહી હતી. તેનું ભવ્ય લલાટ જોઇને જ તેના બુદ્ધિપ્રભાવનું અનુમાન થતું હતું. ફકીરે પોતાની જ્યોતર્મયી આંખોથી સમગ્ર સભામંડપને જોઇ પોતાની બન્ને ભુજાઓ ઉંચી કરી કહ્યું–' સાંભળો, ભારત સમ્રાટ્ના સભાસદ ગણુ ! સાંભળો ! સેનાપતિ અફજલખાંની હકીકત તદ્દન સાચી છે. એંસી વર્ષ સુધી મહાત્મા મહમ્મદના પવિત્ર ઉપદેશોનું મનન કરીને મેં જે જ્ઞાન મેળવ્યું છે, તે મહાન્ પવિત્ર નીતિની આજ્ઞાથી, અદૂરદર્શી, નીચાશય, સ્વાર્થપર બાદશાહની નિષ્ઠુર નીતિની વિરૂદ્ધ મેં અસ્ત્રધારણુ કર્યા છે. અમિત બળશાલી મોગલ સમ્રાટ્ની વિરૂદ્ધ મારા જેવા સંસાર ત્યાગી, હીનબળ ફકીરનું જોર, મદોન્મત્ત હાથીની સુંઢ ઉપર માખીના દંશ જેવું છે; કિન્તુ જ્યાં સુધી મારી ભુજામાં જોર રહેશે ત્યાં સુધી હું આજની પેઠે પાપ–પુણ્યના સંગ્રામમાં પાપીઓને શિક્ષા આપવા માટે ખરા દિલથી યુદ્ધ કરીશ. મારા આલોકનો અને પરલોકનો એજ ધર્મ છે ! એજ મારા ઇષ્ટ ગુરુદેવ મહમ્મદના સત્ય–સનાતન ધર્મનો ઉપદેશ છે ! '

ફકીરની વાત સાંભળીને સર્વ સભાસદો વિસ્મિત તથા સ્તંભિત થઇ ગયા. બાદશાહે ક્ષણુવાર વિચાર કરીને ધીર–ગંભીર સ્વરથી કહ્યું–' સાંભળ, કપટાચારી ! કાફિરો કરતાં પણ ઘૃણાસ્પદ, ફકીર વેશધારી પાખંડી ! તેં આજ બૂરી ઇચ્છાથી મહમ્મદનું પવિત્ર નામ ઉચ્ચારી આ એકત્ર થએલા મુસલમાનોના કાન અપવિત્ર કર્યા છે–એટલુંજ

નહિ પણ આ પવિત્ર મહમ્મદીય રાજસિંહાસનનું ઘોરતમ અપમાન કર્યું છે. તે મુસલમાન વીર સિપાઇઓના હૃદયમાં ઘણું કષ્ટ ઉત્પન્ન કર્યું છે; તેથી તને હિંદુસ્થાનનો બાદશાહ આજ્ઞા આપે છે કે કાલ સવારે જલ્લાદની તલ્વારથી તારી પાપમય જીભ કાપી સમગ્ર મુસલમાન પ્રજાની સામે સુઅરના પગ નીચે કચડાવવામાં આવશે!"

બાદશાહની આ નિષ્ઠુર આજ્ઞા સાંભળીને સમસ્ત સભાસદ આશ્ચર્યમાં આવી ગયા. પ્રધાન મંત્રીએ ઉભા થઇ હાથ જોડીને કહ્યું–'હજૂર! આપ શું ભૂલી ગયા કે આ વ્યક્તિ મુસલમાન તેમજ ફકીર છે!'

શાહે ક્રોધથી કંપિત થઇ કહ્યું–'સાંભળો, મંત્રી! જે વ્યક્તિ કાફિરને મુસલમાન કહે છે, તેને કુરાને શરીફમાં મૃત્યુની સજા લખી છે! શું તે તમે નથી જાણતા?'

પછી કોઇ કાંઇ કહેવાની હિમ્મત ધરી શક્યું નહિ. અમીર-ઉમરાવ સર્વે શાન્ત રીતે ગંભીરતા પૂર્વક ફકીરનું મુખ-મણ્ડળ જોવા લાગ્યા. કેવળ અફજલના મોઢા ઉપર પ્રસન્નતાની ઝલક દેખાતી હતી. તે ઉઠીને ઉભો થયો અને બોલ્યો–'હવે આ ફકીર વેશધારી પાખંડીના સાથી આ કાફિર યુવકને ઉચિત સજા આપવાની આવશ્યક્તા છે.'

બાદશાહે કહ્યું–'હિન્દુ યુવાનને ઉમરાવોની સામે ઉપસ્થિત કરો.'

બેહુંત યુવક બાદશાહની આજ્ઞા મુજબ સભાસદોની સામે આવી ઉભો રહ્યો. બાદશાહ તેને જોઇ કહેવા લાગ્યો–'સભાસદો! જે સુકુમાર સુન્દર તરૂણ તમારી સામે ઉભો છે, તે જાતિમાં હિન્દુ હોવા છતાં મોટા મોટા મુસલમાન વીરોની બરોબરીઓ છે; તેથી મારી ઇચ્છા છે કે તેને મુસલમાન બનાવી કોઇ સારા હોદ્દા ઉપર નિયુક્ત કરવો. મને વિશ્વાસ છે કે આ વ્યક્તિ મુસલમાન થઇને પ્રતિદિન મારા રાજ્યની ઇજ્જત વધારશે! હિન્દુ યુવક! ઉમરાવોને સલામ કર! તારૂં ભાગ્ય ખુલી ગયું છે. આજ સુર્યાસ્ત પહેલાં નિમાજ વખતે આ લોકો તને મુસલમાન બનાવી બહુ સમ્માનાસ્પદ-ઉમરાવપદ પ્રદાન કરશે. તારી વીરતાનો એજ ઉચિત બદલો છે.'

નિડર યુવકે ઉત્તર આપ્યો–'ભારત સમ્રાટ્! ખરેખર યવનની સેવા એ હિન્દુ વીરોને માટે આ વખતે ઉચિત પુરસ્કાર થઇ પડેલ છે, પણ આ ભુજાઓ ભારતના શત્રુ-રાક્ષસ રૂપી યવનોની છાતી ફાડવાને માટે બની છે, નહિ કે યવનોની ચરણ સેવાને માટે!

બાદશાહનો ચહેરો લાલ થઇ ગયો. તેણે ક્રોધ અને સંતાપથી ચારે તરફ જોઇને કહ્યું–' રે, ઉમરાવો ! આજ શું હું જાગ્રત દશામાં સ્વપ્ન જોઇ રહ્યો છું ? કેશરીના શિરપર શૃગાલનો પદાઘાત ! જલ્લાદ ! જલ્લાદ ! ! '

તે સાંભળી એકદમ સૈનિકોમાંથી નાગી તલ્વારો લઈ કેટલાક જલ્લાદો સામે આવી ઉભા રહ્યા. વૃદ્ધ મુસલમાન ફકીરે ઘણી સ્ફુર્તિથી બાદશાહની પાસે જઇ દરબાર મણ્ડપને કંપાવતા વજ્ર જેવા ગંભીર સ્વરથી કહ્યું–'સાંભળ, બાદશાહ ઔરંગઝેબ ! સાંભળ ! મૂર્ખતાની પણ સીમા હોય છે ! અદૂરદર્શિતાની પણ હદ હોય છે ! આ વીર યુવકના રક્તનું બિન્દુ જમીનમાં પડતાંજ નક્કી જાણજે કે તારૂં માથું જમીન પર પડશે ! '

બાદશાહે ક્રોધથી દાંત તળે અધરોષ્ઠ દબાવી કહ્યું–' હે, પાગલ ફકીર ! હું હિન્દુસ્તાનનો શહેનશાહ છું. '

ફકીરે વક્રદષ્ટિથી બાદશાહના મુખમણ્ડળ તરફ જોઇ કહ્યું– ' તું શહેનશાહ છે ! એકવાર ઉપર ઉંચી આંખ કરીને જો કે શહે-નશાહ કોણ છે ! '

બાદશાહે મંત્રાહતની પેઠે ઉપર જોઇ આંખો બંધ કરી. પુનઃ આંખો ઉઘાડી એકાએક પોતાના શિરની ઉપર આકાશ તરફ જોવા માંડયું. કોઇ અજબ મંત્રનો પ્રભાવ હોય તેમ તેણે જોયું તો જણાયું કે–દ્વાદશ શશિનાં કિરણોથી દિગ્મણ્ડળને આલોકિત કરતી ગૌરવમય કાન્તિ, અપાર્થિવ જ્યોતિ, રત્નકિરીટ શોભિત બાદશાહ અકબર જ્યો-તિર્મયી સ્વર્ગીય વિમાન ઉપર વિરાજમાન છે. વિમાનની ચારે તરફ અસંખ્ય અમરગણ આનંદપૂર્વક બેઠેલા છે. વ્યથિત હૃદય તથા વિસ્મિત લોચનથી ઔરંગઝેબે તે રાજરાજેશ્વરની મૂર્તિને જોઇ પુનઃ નીચે પોતાના સભામંડપ તરફ જોયું. ત્યાં શું દેખાયું ? તે રત્ન-રાજિદીપ્ત, હીરદામવિભાસિત, વિચિત્ર દરબાર ભીષણ ઘોર અંધકારથી વ્યાપ્ત થઈ ગયો છે ! અને તે અંધકારમાં વજ્રદેહ, બીભત્સવદન, વિકટદશન દાનવો વિકટ હાસ્યથી કોલાહલ મચાવી રહ્યા છે. વળી સામે આકાશમાંથી પડતા ચંદ્ર પ્રમાણે તેનો પિતા ધૂળમાં સાંકળથી બાંધેલો પડયો છે. પાસેજ તેના મોટાભાઇ દારાની વીર મૂર્તિ કાંટાઓમાં પડેલી છે, પ્રાણપ્રિય ભાઇ સુજાનું માથું કપાએલું મસ્તક આકાશમાં લટકી રહ્યું છે, અને પ્રિયદર્શન લઘુ બન્ધુ મુરાદનું શરીર લોહીથી ખ-રડાઇને જમીનપર અવ્યવસ્થિત પડયું છે.

બાદશાહ બૂમ પાડીને સિંહાસન ઉપરથી ઉઠી ગયો. તેનું શરીર થર થર કંપી રહ્યું હતું. તેના એવા હાલ જોઇને સર્વે ઉમરાવો તેની પાસે દોડી ગયા. બાદશાહ અચાનક બીમાર થઇ જવાને લીધે હકીમ–વૈદ્યોને બોલાવવા સારૂ લોકો દોડવા લાગ્યા. કેટલાક જણ તેનો હાથ પકડીને તેને આરામગૃહમાં લઇ ગયા. દરબાર વિસર્જન થયો.

## (૧૫) હમણાં સમય નથી.

સન્ધ્યાનો સમય છે. આરામ ગૃહમાં બાદશાહ સુસ્ત પડ્યો છે. પાસે અફ્‌જલખાં હાથ જોડીને ઉભો છે. બાદશાહે તેને કહ્યું–" કેમ સેનાપતિ ! શત્રુઓ છૂટી જવાને લીધે આજ તમને ઘણું કષ્ટ થયું હશે ? "

અફ્‌જલખાંએ ઉત્તર આપ્યો–' જ્યારે તેમના ઉપર હજૂરની મહેરબાની થઇ, ત્યારે તે મારા શત્રુ કેવી રીતે ગણાય ? પણ ભવિષ્યમાં તે બન્ને જણા રાજ્યમાં બહુજ ગડબડ મચાવશે એમ લાગે છે ! '

બાદશાહે કહ્યું–સમસ્ત ઉમરાવો અને હાકિમોનો અનુરોધ ટાળી ન શક્યો તેથી મેં પોતે કેદખાનામાં જઇ ફકીરને અને કાફિરને છોડી દીધા. ' અફ્‌જલખાં સમજી ન શક્યો કે આજે સમ્રાટ્‌નું મુખ મણ્ડળ બહુજ ગંભીર છે. તેણે એક લાંબો શ્વાસ ખેંચીને ઉત્તર આપ્યો–' હું સ્વપ્નમાં પણ નહોતો જાણતો કે તેમનું ભાગ્ય આટલું જ–બરદસ્ત હશે ! '

' પણ થઇ ગએલી વાતનો શોક કરવાથી હવે શું ફળ છે ? અફ્‌જલ ! એ વૃદ્ધ ફકીરને અને યુવાન કાફિરને આજ કેવા જાણ્યા ? '

' પાગલ, પાખંડી, કાફિર અને નરાધમ ! '

' મેં જે નવી રાજનીતિનું અવલંબન કરેલું છે, તેને તે ફકીર બહુજ હાનિકારક સમજે છે. તેના ખ્યાલમાં અકબરશાહની ચલાવેલી પહેલી નીતિજ મોગલ સામ્રાજ્યને માટે સર્વથી ઉત્તમ છે. '

' પાગલ શું ન વિચારે ? શું કાફિર કોઇ દિવસ મુસલમાનની પ્રશંસા કરે છે ? ચોર કોઇ દિવસ ચાંદની રાતને પસંદ કરે છે ?

' ત્યારે શું આ વિષયમાં તારા મનમાં કાંઇ સંદેહ નથી કે પૂર્વે પ્રચલિત રાજનીતિથી મારી નવી રાજનીતિ સર્વ રીતે સારી છે ? '

ખુશામતીઆ અફ્‌જલખાંએ હાથ જોડીને કહ્યું:–' જહાંપનાહ ! આ વિષયમાં શું આપ વળી ગુલામને પ્રશ્ન કરો છો ? આપ જેવા વિલક્ષણ રાજનીતિજ્ઞ પુરુષે બીજે કોઇ વખતે શું પૃથ્વીમાં જન્મ લીધો છે ? અકબરશાહની ખુશામતથી કાફિરો બહુ અભિમાની થઇ ગયા હતા.

એ વખતે કોઇ જાણતું પણ નહોતું કે આ મુસલમાનોનું રાજ્ય છે કે હિન્દુનું રાજ્ય છે! આટલા દિવસો પછી બાદશાહ આમલગીરે મુસલમન વંશના સૂર્યસદશ એ ઘોર અન્ધકારને નષ્ટ કરી કુરાન શરીફના ઉજ્જવલ પ્રકાશથી જગતને ઉજ્જવલિત કર્યું છે. આપના બાહુમાં એટલી શક્તિ છે કે, હિમાલયથી કન્યાકુમારી સુધી સેંકડો રાજાઓ આપના આશ્રિત છે. આપનું એવું ભીષણ પરાક્રમ છે કે રાજપૂતોના અને મહારાષ્ટ્રના હિન્દુ-રાક્ષસ ગણ ભય તથા વિસ્મયથી મૃતપ્રાય છે. આપનું એવું અમાનુષિક ધર્મબળ છે કે કરોડો હિન્દુઓ, મુસલમાનોના પગ તળે આળોટતા ફરે છે. વળી-'

'વળી મારા પગમાં એટલું બળ છે કે તે ખુશામતીયા અને અસત્યવાદી અફજલને કચડી તેના હાડકા ચૂરે ચૂરા કરી શકે છે!' એટલું બોલી બાદશાહે ઘણા જોરથી અફજલની છાતીમાં લાત મારી તેને જમીન ઉપર પાડતાં કહ્યું 'ચુપ રહે ગુલામ! તારા જેવા ખુશામતીયાઓને લીધેજ આજ મોગલ સામ્રાજ્ય રસાતલમાં જઇ રહ્યું છે. શું હું કુશળ રાજનીતિજ્ઞ છું? શું મારી રાજનીતિજ્ઞતાનું આ ફળ છે કે આજ વીસ કરોડ ભારતવાસી મારા હૃદયનું લોહી પીવાને માટે ઉત્સુક થયા છે! મૂર્ખ! શું મારી એ રાજનીતિજ્ઞતા છે કે મેં વીસ કરોડ હિન્દુઓને તલવારના જોરથી વશ કરવાનો વિચાર કર્યો હતો? શું મારી એ રાજનીતિજ્ઞતા છે કે એક વીર જાતિને હું ગુલામ બનાવવા ચહાતો હતો! ધન્ય મારૂં બાહુબળ! હાય! એ બાહુબળથી મેં પોતાના હાથ કાપીને ફેંકી દીધા છે! ખુશામતી અને જુઠ્ઠા અફજલ! શું મારા ધર્મના અવતારપણાનું એ ફળ છે કે મારા આ વિસ્તૃત રાજ્યમાં આજ હાહાકાર મચી રહ્યો છે! શું મારી ધાર્મિકતાનું એજ પરિણામ છે કે મેં મારા પ્રાણપ્રિય ભાઇ દારાને મારી નાખી પિતાને કેદ કરી લીધા હતા?' બાદશાહે હાથ જોડી સજળ નેત્રોથી ઉંચે જોતાં બોલવા માંડયું-'રાજકુળ ગુરુ અકબર! એકવાર તમે તમારા દિવ્ય ચક્ષુઓથી જુઓ કે આપના પવિત્ર વંશના કુલાંગાર, નીચાશય ઔરંગઝેબની મૂર્ખતાથી સોનાનું ભારત ભસ્મવત્ થઇ ગયું છે! તમારૂં પ્રેમ રાજ્ય પાપ સાગરમાં ડુબી ગયું છે. મૃત્યુલોકમાં તમે જે આનન્દમય નન્દનવન સ્થાપિત કર્યું હતું, તેને પિશાચ ઔરંગઝેબે આજ હાહાકાર મય ઘોર-ભયંકર જંગલ બનાવી દીધું છે!'

ઔરંગઝેબ ઓરડામાં ફરતો ફરતો કહેવા લાગ્યો 'નહિ, નહિ; હમણાં સમય નથી. પ્રેતપક્ષની આ પ્રચંડ આગ શું ફરી બુઝાઇ

શકે છે ? ત્રિકાલદર્શી નરરૂપી ફરીસ્તા–ફકીર ! હું સમજું છું કે તું મનુષ્ય નથી પણ પવિત્ર મહમ્મદનો દૂત છે. રાક્ષસ ઔરંગઝેબનું અભિમાન ઉતારવા માટે બિહિસ્તમાંથી આવી તમે મને દર્શન દીધું હતું ! કિન્તુ દેવ ! વીસ વર્ષ પહેલાં આ નર-પિશાચની સામે એકવાર પણ કેમ ન આવ્યા ? આ પ્રચંડ ભડભડાટ બળતી આગને બુઝાવવી એ મારી શક્તિ બહારનું કામ છે. આ આગ ભારતને ભસ્મ કર્યા વિના બુઝાશે નહિ ! હમણાં સમય નથી; ઉઠ ગુલામ ! '

બાદશાહે અફજલખાં ઉપર પુનઃ પદાઘાત કરતાં કહ્યું–' ઉઠ ગુલામ ! ઉઠ શયતાન ! બાદશાહના શયતાન નોકર ! પ્રેતયજ્ઞની પૂર્ણાહુતિ કરી નાખ ! આ સાંભળ, કેટલેક દૂર હિન્દુઓનું ઘોર ગર્જન આકાશમાં ગુંજી રહ્યું છે ! મહારાષ્ટ્રીઓનો ભીષણ કોલાહલ, રાજપૂતોનું ભીમ–ગર્જન, પંજાબીઓનો શ્રવણભેદી ઘોર રવ, ચાલ શાન્ત કર ! ચાલ, કાફિરોના રક્તમાં જાતીય નાવ હંકાર ! પરિણામ ગમે તેવું આવે ! કિન્તુ ઇતિહાસમાં લોહીના અક્ષરોમાં ઔરંગઝેબનું નામ અવશ્ય લખાશે ! યુગ–યુગાન્તરમાં ઐતિહાસિક ગણ–ઇતિહાસ પ્રેમિઓ સજળ નેત્રે આલમગીર બાદશાહની નિષ્ઠુર રાક્ષસીય લીલાનું વર્ણન કરશે. પિતૃઘાતક, ભ્રાતૃસંહારક ઔરંગઝેબના નામ ઉપર હજારો તિરસ્કારો છૂટશે અને મોગલ સલ્તનતની પડતીનું કાળું કલંક સદાને માટે તેના નામ સાથે જોડાશે ! '



## (૨૬)–અરવલ્લી પહાડ ઉપર આરોહણ.

અરવલ્લી પહાડની નીચે યોધપુરની મહારાણી અરૂન્ધતી, અમ્બર રાજકુમારી તથા વિલાસ કુમારી સાથે વિશ્રામ કરી રહી છે. અહીં જણાવવાની જરૂર છે કે ઘોડા ઉપરથી ઉતરી પડેલી અમ્બર રાજકુમારીને પાછળથી મુકુન્દદાસ બેભાન અવસ્થામાં રાણીની પાસે લઇ ગયો હતો. દુર્ગાદાસ તથા મુકુન્દદાસ પાસેના તંબુઓમાં રાજપૂત વીરોની સાથે મેળાપ કરી રહ્યા છે.

વિલાસકુમારીએ કહ્યું—' આ જુઓ રાણીજી ! અમ્બાલિકા હજુ સુધી રૂદન કરી રહી છે. '

રાણીએ કહ્યું—' ધિક્ ! અમ્બાલિકા ! તું શું ક્ષત્રિય કન્યા નથી ! તું વીરવર મહારાજા જયસિંહની કન્યા નથી ? ક્ષત્રિય વીરને યુદ્ધ કરતો જોઇને તારૂં હૃદય કેમ વ્યાકુળ થઇ ગયું ? હજુ પણ તારી આંખોમાંથી આંસુઓની ધારાઓ વહી રહી છે ! '

'મહારાણી ! મારી આંખોમાંથી જીંદગી પર્યંત્ અશ્રુ ધારા વહેતી રહેશે ! હાય ! દેવી ! જે દિવસ દિલ્હી નગરમાં સેંકડો સ્ત્રીઓ અગ્નિમાં બળી મુઇ હતી તે દિવસે મને પણ કેમ બાળી ન મૂકી? એમ થયું હોત તો મારી સર્વ યાતનાઓ દૂર થઇ જાત !'

મહારાણી ઉદાસીનતાથી ઉઠીને ફરવા લાગી. વિલાસકુમારીએ અમ્બાલિકાને કહ્યું–'રાજનંદિની ! એ આપે કેમ જાણ્યું કે તે ખેડુત યુવક યુદ્ધમાં પ્રાણ આપી દેશે ?'

'શું તું એમ સમજે છે કે તે ખેડુત યુવકના મૃત્યુની આશંકાથી મારૂં હૃદય આટલું વ્યાકુળ થઇ રહ્યું છે ?'

'ત્યારે શા માટે ?'

'દુર્ગાદાસની નિષ્ઠુરતા જોઇને મારા હૃદયમાં ઘણો આઘાત લાગ્યો છે. જો તે ખેડુત ન હોતાં કોઇ રાજવંશમાં જન્મેલો હોત તો શું આપણે આજની પેઠે તેને શત્રુઓના હાથમાં સોંપી આપણા પ્રાણ બચાવવાને માટે નાસી આવત? હલકા કુળમાં ઉત્પન્ન થવાને લીધેજ તેની કાંઇ દરકાર રાખવામાં નથી આવીને ?'

વિલાસકુમારીએ કહ્યું–'રાજકુમારી ! મારી વાત સાંભળો ! યુવકને માટે કાંઇ ચિંતા કરશો નહિ. આશા બિલકુલ છોડશો નહિ ! પરમેશ્વર કરશે તો તમારો ખેડુત યુવક એકલો સર્વ મુસલમાનોને મારી યુદ્ધમાં વિજય મેળવી તમારી પાસે પાછો આવશે.'

રાજકુમારીએ અભિમાન સાથે ઉત્તર આપ્યો–'વિલાસ કુમારી ! તું આ શું કહે છે? મારો ખેડુત યુવક શું મારી પાસે આવશે? અરે, મારે અને તેને શું સંબંધ છે? શું તું નથી જાણતી કે હું રાજેન્દ્રનંદિની છું અને તે તુચ્છ કુલોત્પન્ન ખેડુત છે !'

વિલાસકુમારીએ વાત ફેરવવાના મિષથી કહ્યું–'આ વાત વળી આપણે કોઇક બીજે સમયે કરીશું. હાલ તો જુઓ, દુર્ગાદાસ આ તરફ આવે છે. નક્કી આપણે હવે માતૃ-મન્દિરમાં જવાનું હશે.'

દુર્ગાદાસે યોધપુર રાજમહિષીને કહ્યું–'દેવી ! સંધ્યા સમય થવાને હવે વાર નથી. એકત્રીત થએલા સર્વ રાજાઓ અને સરદાર ગણ તૈયાર છે. આજ્ઞા આપો તો હું તમને સર્વને માતૃમન્દિરમાં લઇ જાઉં.'

અરુન્ધતીએ કહ્યું–'હા હવે વિલંબ શા માટે કરો ?'

દુર્ગાદાસે ભેરી બજાવી. ભેરીનો અવાજ સાંભળીને ક્ષત્રિય રાજાઓ

અને સરદારો સ્ત્રી સમુદાય સહિત તંબુઓમાંથી નીકળી ઘોડાઓ ઉપર સવાર થઇ આગળ ચાલવા લાગ્યા. પગે ચાલનારાઓ તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા. દુર્ગાદાસે રાણીને કહ્યું–' આપ સ્ત્રી સમુદાયને સાથે લઇ આગળ ચાલો અને હું પુરૂષોના સંઘને સાથે લઇ પાછળ આવું છું. દેવી ! આજ રાજપૂતાનાને માટે ઘણો સારો દિવસ છે. આજનું આ અપૂર્વ દૃશ્ય સદૈવ ભારતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરોથી લખાશે ! ' દુર્ગાદાસે ઘણા જોરથી આકાશને કંપિત કરતા સ્વરથી કહ્યું–' ભાઇઓ ! સર્વ એક સ્વરથી કહો ભારત માતકી જય !!

કંઠમાં કંઠ મિલાવી સમગ્ર રાજપૂત વીરોએ કહ્યું–' જય ! ભારત માતની જય ! અરવલ્લી પહાડને કંપાવતો ઘોર શબ્દ પ્રતિ ધ્વનિત થયો–' જય ! ભારત માતની જય ! '

આ પ્રમાણે વીર રમણીઓની પછવાડે દુર્ગાદાસની સાથે અ-સંખ્ય વીર સૈનિકો વીરતા પૂર્વક તે પર્વતીય પ્રદેશને કંપિત કરતા ' હર હર મહાદેવના ' ના ધ્વનિથી અરવલ્લી પહાડ ઉપર ચડવા લાગ્યા. વિલાસકુમારીએ પોતાના કાળા ઘોડા ઉપર સ્વાર થઇ અરૂન્ધતી દેવીની સાથે પહાડ ઉપર ચડતાં વીર–ગીત ગાવાનો આરંભ કર્યો અને તેના અમૃતમય કંઠસ્વરમાં સ્વર મેળવી બીજી સ્ત્રીઓ પણ ગાવા લાગી.



## (૧૭) અન્તમાં પ્રેમ.

સન્ધ્યા સમય પહેલાં ખેડુત યુવક અરવલ્લી પર્વતની તળેટીએ એકલો બેઠો બેઠો વિચાર કરી રહ્યો હતો કે કયે રસ્તે અરૂન્ધતી દેવીના માતૃમન્દિરમાં જવાશે ? થોડીવાર પછી તેણે જોયું કે એક ઘોડે-સવાર કાંઇક મંજુલ સ્વરથી ગાતો ગાતો પોતાની તરફ ચાલ્યો આવે છે. પોતાને જવાનો માર્ગ પૂછવા સારૂ યુવક તે આગન્તુકની સામે જઇ ઉભો રહ્યો. આગન્તુકે તેને જોતાંજ મીઠા શબ્દોમાં કહ્યું–' હું તમનેજ ખોળ્યા કરૂં છું. મને પહેલેથીજ ખબર હતી કે તમે બાદશા-હની કેદમાંથી છૂટી અહીં આવ્યા છો. શું તમે મને નથી ઓળખતા ? જરા ઉભા રહો. હું હમણાં આવું છું. '

યુવકે જોયુ કે તે આગન્તુક કેટલેક દૂર જઇ પોતાનો વેશ બદલે છે. તેણે સિપાઇનો વેશ કાઢી નાખી સ્ત્રીનાં વસ્ત્રો ધારણ કર્યાં. છાતી-એથી લોઢાનું કવચ ઉતાર્યું અને તે સ્થળે મોતીનો હાર શોભવા

લાગ્યો. કમરેથી તલ્વાર દૂર કરી. પગમાંથી જોડાઓ દૂર કરી ધારણ કર્યા અને એકાએક પાઘડીની અંદરથી નિતંબ સુધી લટકે તેવો કાળી નાગણી જેવો કેશકલાપ નીચે પડયો. અરે! આ સુંદર પ્રતિમા તો યુવકે એકવાર જોઇ હતી ! આ તો તેજ મોહન મુર્તિ છે ! જે સ્વપ્નદૃષ્ટા રમણીએ નિર્જન પ્રાંતમાં કાલિન્દી નદીને કિનારે યવન સમરનો માર્ગ દેખાડયો હતો; તેજ આ સ્વર્ગીય પ્રતિમા છે!

રમણીએ એક વૃક્ષની ઉંચી ડાળી ઉપર ચડી પોતાનો સિપાઇનો પોશાક બાંધી દીધો. તે પછી તે યુવકની પાસે આવી ઉભી રહી અને હસતી હસતી બોલી–' હવે શું તમે મને ઓળખો છો ? કહો, હું કોણ છું ? '

' આપ તેજ સુરસુન્દરી છો. '

રમણીએ વિલક્ષણ હાસ્ય કરી કહ્યું–' આ અભાગિનીના મોઢા ઉપર સુર–સુન્દરીનું કયું લક્ષણ આપે જોયું વારૂ ? '

યુવકને અનુત્તર જોઇ રમણી પુનઃ કહેવા લાગી–' આજ જે તમે કહી તે વાત ફરી કદી ન કહેશો. મને ' વિલાસકુમારી ' કહીને બોલાવજો. હું બાળપણામાં સારાં સારાં વસ્ત્રાભરણો પહેરવાનું બહુ પસંદ કરતી હતી; તેથી મારા પિતા મને ' વિલાસકુમારી ' કહીને બોલાવતા હતા. અત્યારે પણ મને સારાં વસ્ત્રો પહેરવાં બહુ ગમે છે. પણ હાલનો સમય વિચિત્ર છે. અસ્તુ ! પણ કહો કે તમે અહીં એટલા બેઠા બેઠા શું વિચાર કરતા હતા ? '

' યુવકે ઉત્તર આપ્યો–' હું જાણું છું કે રાઠોડ સેનાપતિ દુર્ગાદાસ આ પહાડ ઉપરજ રહે છે, કિન્તુ કયાં રહે છે તથા કયે રસ્તે જવાથી તેમનો મેળાપ થશે; તે હું જાણતો નથી. '

' તમને માતૃ–મન્દિરમાં લઇ જવા માટેજ હું તમારો માર્ગ પ્રતીક્ષા કરી રહી હતી. એ અપૂર્વ માતૃમંદિર બહુજ પાસે છે. ચાલો હું તમને લઇ જાઉં; કિન્તુ ત્યાં રાજકુમારી અમ્બાલિકા સાથે તમારો મેળાપ થશે નહિ ! '

તરૂણે ચમકીને પૂછયું–' તો રાજકુમારી અમ્બાલિકા કયાં છે ? તે તો રાઠોડ સેનાપતિ તથા મહારાણીની સાથે અહીં આવી છે ! '

' પણ તમારે રાજકુમારીનું શું પ્રયોજન છે ? તમે વીર યોદ્ધા અને તે એક અબળા રમણી ! તમે દરિદ્ર ખેડુત અને તે એક રાજનન્દિની ! ' કહેતાં કહેતાં રમણીનું પ્રફુલ્લ વદન મલિન થઇ ગયું. તે પુનઃ કહેવા લાગી–' હું જાણું છું કે તમે તેની ઉપર પ્યાર

કરો છો, પણ શું આ તમારા પ્રેમને ઉપયુક્ત સમય છે ? તમારી સ્વર્ગાદપિગરીયસી ભારત જનની યવનોના પગ તળે કચડાઇ રહી છે અને તમારા હૃદયમાં આજ સ્ત્રી ઉપર અનુરાગ ઉત્પન્ન થાય છે ? તમે ક્ષત્રિય વીર છો કે નહિ ? તમારી ચારે તરફ પિશાચોથી પ્રપીડિત આર્ય ભારત હાહાકાર કરી રહ્યો છે અને તમારા હૃદયમાં રમણીના દર્શનની અભિલાષા ઉદ્ભવે છે ?'

યુવાને પુનઃ પૂછ્યું—'પણ રાજકુમારી અમ્બાલિકા ક્યાં છે, તે તો કહો ?'

વિલાસકુમારી હસી પડી. તેની કૃત્રિમ ગંભીરતા ઉડી ગઇ. છાયાગતી તરંગિણીના હૃદયની ગંભીર છાયા હવાના આઘાતથી લહરીઓમાં ડૂબી ગઇ. તેણે પુનઃ હસીને કહ્યું–'હું કેટલાક દિવસોથી રાઠોડ સેનાપતિના કિલ્લામાં રહી છું. અમ્બાલિકાના મુખથી તમારી કેટલીક વાતો સાંભળી છે. પણ આ વિપદ્‌નો સમય તમે પ્રેમમાં વ્યતીત કરશો તો શત્રુઓની સાથે યુદ્ધ કોણ કરશે ? રાઠોડ સેનાપતિના કિલ્લામાં જતાં પહેલાં શું તમે મને એક વચન આપશો ?'

'શું, કહો જોઇએ ?'

'પ્રતિજ્ઞા કરો કે જ્યાં સુધી યુદ્ધ સમાપ્ત ન થાય ત્યાં સુધી કાયમનોવાક્યથી કેવળ શત્રુઓનો સંહાર કરીશ. પહેલાં શત્રુઓનો સંહાર કરો; પછી ઇચ્છાનુસાર પ્રેમની ઉપાસના કરજો.'

યુવકે જવાબ આપ્યો—'સુન્દરી ! ઘણા દિવસોથી મ્લેચ્છવધના મહામંત્રથી હું દીક્ષિત થયો છું. જીંદગી પર્યંત અસીમ પ્રયત્નથી એ મંત્રની સાધના કરીશ.'

બન્ને જણાં પહાડ ઉપર ચડવા લાગ્યાં. ચારે તરફ શાંતિ છવાઇ ગઇ છે. આકાશમાં એક તરફ ચંદ્રમા હસતો હસતો રમણીના સુધાંશુ વદન ઉપર સુધારાશિ વરસાવી રહ્યો છે. યુવકે સ્નિગ્ધ નયનોથી રમણી તરફ જોયું. જોતાંજ તે સ્તબ્ધ થઇ ગયો. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે ઘણા દિવસ પહેલાં વિવાહમણ્ડપમાં આવુંજ મુખ મેં દેખ્યું હતું. તેણે આશ્ચર્યચકિત થઇને પ્રશ્ન કર્યો.—'આપને મેં પહેલાં એકવાર ક્યાંઇ જોયાં છે; ખરૂં ?'

'તે દિવસ, તે જંગલમાં, નદી કિનારે જોઇ હતી ! શું એટલી વારમાં ભૂલી ગયા ?'

'તેથી પણ પહેલાં, બહુજ દિવસો પહેલાં બાળપણમાં એકવાર ક્યાંઇ દેખ્યાં હતાં, પણ સ્મરણમાં નથી આવતું કે ક્યાં દેખ્યાં હતાં !'

અચાનક રમણીએ રોમાંચ અનુભવ્યાં. તેણે કેટલીકવાર શાન્ત રહી એ વાત ઉડાવી દેવા સારૂ બોલવા માંડ્યું—' તમને ભ્રમ થયો છે. મારા જેવી બીજી કોઇ અભાગિની રમણીને તમે જોઇ હશે ! અત્યારે એ વાતનું શું પ્રયોજન છે? આ જુઓ, પાસેજ માતૃમન્દિરની લાલ-પતાકા પવનના સપાટામાં ઉડીને તે સ્થળની પવિત્રતા સૂચવી રહી છે; જે વચન આપ્યું છે, તેને ભૂલશો નહિ. પહેલાં યુદ્ધ અને અ-ન્તમાં પ્રેમ !'



## (૧૮) મઙ્ગલ આરતી.

વિલાસકુમારીએ કહ્યું:—' યુવક ! આ સાંભળો, આરતીનો શંખ-ધ્વનિ થઇ રહ્યો છે. વીરવર ! હવે જરા અહીં ઉભા રહો. દૂરથી મંગળ આરતી જોઇ હૃદય પવિત્ર કરો; પછી પાસે જાઓ.'

' શું આ શંખધ્વનિ છે ? શંખધ્વનિ શું આટલો મધુર હોય છે ? શંખમાંથી શું આવો સુંદર અવાજ નીકળે છે ? શંખધ્વનિમાંથી શું આટલું બધું અમૃત વરસી શકે છે ? શંખધ્વનિ શું પ્રેમિઓના હૃદ-યને આટલું ઉન્મત્ત–પાગલ બનાવી દે છે ? જરૂર આ કોઇ વીણાનો ઝંકાર છે. વીણાના સુર આટલા ગંભીર હોય છે ? વીણાના અવાજથી વીરના પ્રાણ શું આવી રીતે મત્ત થઇ જાય છે ? વીણાનું તાન શું એકવારેજ સપ્તમ સુધી પહોંચી જાય છે ?'' યુવક તે ન જાણી શક્યો કે આ શંખના ધ્વનિમાં–સંગીતનું લીલા નિકેતન, જગતનું પ્રેમ પ્રસ્ર-વણ–કામિનીનો મધુર કણ્ઠ–મળ્યા હતા !

તે પછી યુવકે જોયું કે બાર રમણીઓ શંખ વગાડતી મન્દિરની બહાર આવી. તેમની પછવાડે બીજી કેટલીક સ્ત્રીઓ પણ ગાતી ગાતી મન્દિરની સામે આવી ઉભી રહી. વિલાસકુમારી દોડીને તે સ્ત્રીઓમાં મળી ગઇ અને તેમના સ્વરમાં સ્વર મિલાવી ગાવા લાગી.

કેટલીક વાર પછી સ્ત્રીઓનું સંગીત બંધ થયું, કિન્તુ આ શું ? આ નારીઓના ગીતનો પ્રતિધ્વનિ છે કે પ્રત્યુત્તર ? સ્ત્રીઓનું ગાન સમાપ્ત થતાં પહેલાંજ બીજા એક પ્રકારનું ભીષણ, લોમહર્ષણ, ગંભીર, ભેરીરવ સંમિલિત, તલ્વારોના ઝણઝણાટથી પ્રતિધ્વનિત ગીતધ્વનિ સંભળાયો. અમૃતભાષિણી કલ્લોલિનીનો કલસ્રોત–ધ્વનિ અચાનક ગંભીર સાગર ગર્જનમાં પરિણત થયો. યુવકે આશ્ચર્યથી જોયું કે મન્દિરની બીજી બાજુ તરફથી સેંકડો વીર પુરુષો સેંકડો સૌદામિની જેવી ચમકતી નગ્ન તલ્વારો ફેરવતા, ગાતા અને નાચતા મન્દિરના મેદાન

તરફ આગળ વધ્યા. યુવકની મંત્રાહતની પેઠે સાંભળવા લાગ્યો—

" આ પર્વત ઉપર આર્યવીર ગણ આરતીનાં ગીત ગાઇને તથા નાચી-કૂદીને અરવલ્લી પહાડને કંપિત કરી રહ્યો છે. ઉંચી થએલી છ તલ્વારો પરસ્પર મળી જાય છે. આજ માતા ભારત ભૂમિને દાનવમુંડોથી શણગારીશું-તેને દાનવોના પંજામાંથી છોડાવીશું."

યુવક પોતાની તલ્વાર ખેંચી ઉન્મત્ત થયો હોય તેમ દોડ્યો અને માતૃમન્દિરની મઙ્ગલ આરતીમાં સંમિલિત થઇ ગયો.

---

## (૧૯) વિજયપાલ.

પ્રાતઃકાળમાં દુર્ગાદાસ તે યુવક સાથે વાત કરી રહ્યો હતો. દુર્ગાદાસે કહ્યું—' યુવરાજ ! અમારી સાથે ઝાલોરમાં યુદ્ધાર્થે ચાલવાને માટે તૈયાર—'

' રાઠોડવીર ! આપજ મને જ્યારે યુવરાજ કહીને સંબોધન કરશો, ત્યારે મારે મારૂં સત્ય વૃત્તાન્ત છૂપાવવું બહુ કઠીન થઇ પડશે !

' ક્ષમા કરજો હું ભૂલી ગયો હતો. જ્યાં સુધી આપના અજ્ઞાત વાસના દિવસો સમાપ્ત નહિ થાય ત્યાં સુધી આપને ' કૃષક-યુવક ' કહીને સમ્બોધન કરીશ. માટે ક્ષમા કરજો. જ્યારે આપને આત્મ પરિચય કરવાનો ઉચિત સમય આવશે, ત્યારે આ ધૃષ્ટતાને માટે ક્ષમા માગી આપનું યથોચિત સન્માન કરીશ. '

યુવકે પૂછ્યું—' અત્યારે આપ શું આજ્ઞા કરતા હતા ? કહો. ઝાલોર યુદ્ધમાં ચાલવાને માટે હું તૈયાર છું. આપ પોતેજ વિલંબ કરી રહ્યા છો. '

' હું હરવતીના રાજકુમાર વિજયપાળની વાટ જોઇ રહ્યો છું. તેઓ હમણાં અહીં આવશે. તમે તેમને મળીને બહુજ પ્રસન્ન થશો—તે વિધાતાની સૃષ્ટિમાંનુ એક અદ્દભુત પ્રાણી છે.'

' તેનું નામ મેં સાંભળ્યું છે. વળી સાંભળ્યું છે કે સ્ત્રીઓએ તેનું નામ ' કાળોપહાડ ' રાખ્યું છે ! '

' તેઓ દેખાવમાં જેવા કાળાપહાડ જેવા છે, તેવાજ કાર્યમાં પણ વિચિત્ર છે. તેઓ ઘણા સરલ-સાદા પુરૂષ છે. ખટપટ તેમને મુદ્દલ આવડતી નથી, પ્રપંચની વાતો તે સમજી શકતા નથી; પણ તેમની અસાધારણ વીરતા જોઇને તમે જરૂર એકવાર તો આશ્ચર્યમાં આવી

જશો. આ જુઓ, તેઓ આ તરફજ ચાલ્યા આવે છે. હમણાં તમે જોશો કે તે તમારી સાથે કેટલો પ્રેમ કરે છે.'

યુવકે જોયું કે એક લાંબી, કાળી વ્યક્તિ શિર ઉપર પાઘડી ઠીક કરતાં કરતાં પોતાની તરફ આવે છે. પાસે આવીને તે પુરુષ હસતો હસતો બોલ્યો–' કહો, દુર્ગાદાસ ! મેં જે કહ્યું હતું તેજ આખરે ખરૂં થયું કે નહિ ? રાજસિંહને અને તેજસિંહને આટલા મોટા લશ્કરના સેનાપતિ બનાવીને કેવા મોકલી દીધા હતા ! પણ આખરે તમારે મારૂં શરણ લેવું પડ્યું ને ? ઠીક, ત્યારે હવે શું વાર છે ? લશ્કર ક્યાં છે ?'

દુર્ગાદાસે કહ્યું–' પાંચસો ઘોડે સવાર અને એક હજાર પાયદળ આપને માટે રાખેલ છે. બાકી વીસ હજાર સૈનિકો તેજસિંહની સાથે ઝાલોર ગયા છે. જયપુર અને જેસલમીરથી પણ કેટલાક સિપાઇઓ આવવાના છે, તે સિવાય શાહજાદો અકબર સત્તર હજાર સિપાઇઓ લઇ આગળ વધ્યો છે. અત્યારે સુધીમાં તો તે ઝાલોર પહોંચી ગયો ગયો હશે. દશ મોટી બળવાન ટુકડીઓ લઇને હું મોગલ રાજધાની દિલ્લી તથા બાદશાહના રહેવાના સ્થાન અજમેર ઉપર છાપો મારીશ. જો ઇશ્વરની ઇચ્છા હશે તો પાપી ઔરંગજેબ આટલા દિવસો પછી જરૂર પદચ્યુત થશે.'

વિજયપાળ બોલ્યો–' પણ કહો તો ખરા કે આ મોટી સેનાનો સેનાપતિ કોણ થશે ? શું ઔરંગજેબનો પુત્ર અકબર ?'

' અરે, ના, ના; આપ જ્યાં સુધી છો ત્યાં સુધી બીજો કોણ સેનાપાત થઇ શકે ? આપ પ્રધાન સેનાપતિ ગણાશો અને તેજસિંહ તથા અકબર આદિક આપના સહકારી સેનાપતિ ગણાશે. અહીંથી અમે બન્ને આપની મદદ માટે આપની સાથે ચાલીએ છીએ.'

વિજયપાળે સહર્ષ કહ્યું–' હું સર્વથી મોટો સેનાપતિ રહીશ ! શું તમારી એજ ઇચ્છા છે ? ઠીક છે. વીર ન હોવાથી વીરનું મહત્વ કોણ સમજશે ? સાંભળો, દુર્ગાદાસ ! મારે એક વાત તમને કહેવાની છે. આ વાત હંમેશાં યાદ રાખજો. પ્રત્યેક યુગમાં કેવળ બે વીરજન્મ લે છે. સત્યયુગમાં નિશુંભ અને રક્તબીજ. ત્રેતાયુગમાં કુંભકર્ણ અને હનુમાન જન્મ્યા હતા ! દ્વાપરમાં જન્મ્યો હતો ભીમસેન અને—અને—તેનું નામ શું ? હા, જયદ્રથ ! અને આ કલિયુગમાં જન્મ્યા છે વિજયપાળ ઉર્ફે કાળા પહાડ અને દુર્ગાદાસ ! તે સિવાય બીજા સર્વે સાધારણ વીર છે. હા, બીજું શું કહેતા હતા ? મારી સાથે બે સહાયક સેનાપતિ કોણ–કોણ આવશે ? તમે અને–'

' અને આ વીર યુવક !'

વિજયપાળે તીવ્રદષ્ટિથી તે યુવકની તરફ જોઇને કહ્યું—'આ વીરયુવક! અહીં ક્યાંથી આવ્યો? કોણ છે આ? કેમ ભાઈ! કેમ કાંઈ બોલતો નથી?'

'હું મેવાડદેશનો એક દરિદ્રી ખેડુત છું.'

'શું મેવાડ દેશનો ખેડુત? બહુ સારૂં! તું દિલ્લીના બાદશાહની સાથે લડાઈ કરવાને માટે અહીં આવ્યો છે? હા. શરીર કસાએલું અને મોઢું વીરત્વ પૂર્ણ દેખાય છે ખરૂં! ભાઇ! તેં હળ છોડીને તલ્વાર ક્યારથી પકડી છે? અહાહા! ખેડુતનો પુત્ર સેનાપતિ! આ તો પહેલીજવાર સાંભળ્યું!'

યુવકે કહ્યું—'અમારા મેવાડના મહારાણાજીની આજ્ઞા છે કે તેમની ગરીબ કે તવંગર સર્વ પ્રજાએ શસ્ત્રવિદ્યા શીખવી તેથી સર્વને તેમ કરવું પડે છે.'

'વાહવાહ! ઠીક યાદ કરાવ્યું. મેવાડનો રાણો જયસિંહ! અરે, તે તો આ વખતે જયસમુદ્રને કિનારે પડી રહી કમળાદેવીના અગાધ પ્રેમસ્ત્રોતમાં ડુબી ગયો છે! જુઓ દુર્ગાદાસ! તમને બીજી એક વાત કહું છું. એકજ યુદ્ધમાં વધારે સેનાપતિ હોવાથી ઘણી ગરબડ થાય છે, એ વાત શું તમે નથી જાણતા? સર્વ પોત પોતાનું સંભાળે છે. કોઇ વિચાર કરે છે—યુદ્ધમાં તો જે થવાનું હતું તે થયું પણ હવે હું કેવી રીતે મારા પ્રાણ બચાવું? વળી બીજો એમ વિચારે છે કે—કેવો ભયાનક વિપત્તિમાં પડયો છું. હવે યુદ્ધને કેવી રીતે પુરૂં કરી તંબુમાં જઇ પ્રાણ બચાવું? ત્રીજો વળી ચારે તરફ જોઇને નાસવાને માટે કયો રસ્તો સીધો અને સરલ છે-તે વિચારે છે!'

'આપ તેને માટે ચિંતા ન કરો' દુર્ગાદાસે કહ્યું. 'હું યુદ્ધની વખતે આવી વાતો વિચારીશ નહિ તેમજ નાસવાને માટે રસ્તો પણ ખોળીશ નહિ!'

'હું તમારી વાત નથી કરતો. બીજા સાધારણ વીરોની વાત કરૂં છું. હું જાણું છું કે તમે નાસવાનો રસ્તો ખોળો તેવા નથીજ. તમે ભાગશો ત્યારે આખરનાજ ભાગશો—નાસશો. તે એવા કે ફરી આ પૃથ્વીમાં તમે આવશોજ નહિ! તેથી કહું છું કે ઘણા સેનાપતિ ન બનાવતાં કેવળ તમેજ રહ્યા હોત તો ઠીક હતું!'

'આપણે માતૃમન્દિરમાં પહોંચ્યા પછી જેમ ઉચિત હશે તેમ કરીશું. અત્યારે તો ચાલો. આ સાંભળો, રણભેરી વાગે છે. સૈનિકો એકઠા થઇ ગયા છે!'

થોડે દૂર માતૃ–મન્દિરની બીજી તરફ રણવાદ્ય વાગવા લાગ્યાં. દુર્ગાદાસ, વિજયપાળ તથા તે ખેડુત યુવકની સાથે આગળ વધ્યો.

## (૨૦) બાદશાહનો કાગળ.

ઝાલોરના કિલ્લામાં દુર્ગાદાસ, વિજયપાળ અને કૃષક યુવક કેટલાક રાજપૂત સૈનિકો સાથે વાતો કરી રહ્યા છે. સામે ઔરંગજેબનો પુત્ર અકબર ઉદાસ મુખે જેસલમીરના રાજકુમાર કેસરીસિંહની પાસે ઉભો છે.

કેસરીસિંહે કહ્યું–' દુર્ગાદાસ! આપ હોત તો રાજસ્થાનના ભાગ્યને આવો ધક્કો ના લાગત! અત્યાર સુધીમાં તો રાક્ષસ ઔરંગજેબનો શાહીમુકુટ રાજપૂત વીરોના પગ તળે ચંપાતો દેખાડી દેત!'

' મને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો કે સેંકડો રાજપુતોની બુદ્ધિ આવી રીતે એકાએક બહેર મારી જશે! તેમના જાણવામાં શું એટલું પણ નહોતું કે કપટ અને ધૂર્તતાજ ઔરંગજેબની રાજનીતિનો મૂળમંત્ર છે?'

કેસરીઃ—તે વાત સાંભળી 'દુઃખથી મારૂં હૃદય સળગી ઉઠે છે. જ્યારે રામસિંહ કાગળ લઇ મારી પાસે આવ્યો ત્યારે મેં તેને કહ્યું હતું કે તમે આ પત્રના એક પણ અક્ષર ઉપર વિશ્વાસ કરશો નહિ. એ ધૂર્ત ઔરંગજેબની ધૂર્તતા માત્ર છે!'

' પત્રમાં શું લખ્યું હતું?' દુર્ગાદાસે પૂછ્યું.

' કેસરીસિંહે જવાબ આપ્યો–' રામસિંહ તે પત્ર લઇને ચાલ્યો ગયો છે. પત્રની મતલબ આ પ્રમાણે હતી–' કુમાર અકબર! તેં જે ચાલાકી કરી છે, તેની પ્રશંસા આ ન્હાના પત્રમાં કરી શકાતી નથી! હું તારી આવી રીતથી બહુજ સંતુષ્ટ થયો છું. તું જે સત્તર હજાર સિપાઇઓ લઇ ગયો છે તે દિલ્હી પહોંચશે કે તરતજ અહીંની ફોજ સાથે મળીને કાફિરોની સેના ઉપર આક્રમણ કરશે. તું શીઘ્ર કાફિરોને સાથે લઇ ચાલ્યો આવ.'

'કેવો ભયાનક બદમાશ છે.' 'દુર્ગાદાસે કહ્યું.' એવા પણ મનુષ્યો જગતમાં છે કે જે આવા પત્રો ઉપર પણ વિશ્વાસ કરી શકે છે!

કેસરીસિંહ બોલ્યો–'આશ્ચર્યની વાત છે કે તે પત્ર જોતાંજ આપણા સેનાપતિયો મહામતિ અકબરને ' વિશ્વાસઘાતક ' અને ' પ્રતારક ' પ્રભૃતિ શબ્દોથી લાંછિત કરી તેમની સત્યતા અને ઉદારતાનો બદલો દઇ પોત પોતાની ફોજ લઇ ચાલ્યા ગયા! મેં તેમને અટકાવ્યા, થોડો વખત રાહ જોવા કહ્યું કિન્તુ કોણ સાંભળે? હિન્દુ ફોજને ચાલતી જોઇને હતાશ થએલી મુસલમાન ફોજ પણ દિલ્હી તરફ પ્રસ્થાન કરવા લાગી.'

અકબર કહેવા લાગ્યો–'જો તે લોકો થોડીવાર ધીરજ ધરીને મને તે પત્રના સંબંધમાં પૂછત તો હું તેમનો ભ્રમ દૂર કરત. દુર્ગાદાસ મને સારી રીતે ઓળખે છે. મેં સઘળી હકીકત તેમને અકપટ મને કહી દીધી હતી. બહુજ દિવસોથી બાદશાહની નિષ્ઠુરતા અને અત્યાચાર જોઇને મારૂં હૃદય વ્યથિત થઇ રહ્યું હતું. રાજપૂતોની સાથે સુલેહ કરવાને મેં તેમને કેટલીએ વાર પ્રાર્થના કરી હતી. કિન્તુ તે પોતાની અટલ પ્રતિજ્ઞાથી કોઇ રીતે વિચલિત ન થયા. મેં જોયું કે કેટલાક મુસલમાન સિપાઇઓ હિન્દુઓ તરફનું બાદશાહનું નિષ્ઠુર અને પૈશાચિક વર્તન જોઇને ક્ષુબ્ધ અને મર્મ વ્યથિત થયા છે, તેથી તેમને મારા મનની વાત કરતાંજ તેઓએ મારા સુન્દર પ્રસ્તાવને અનુમોદન આપ્યું; કિન્તુ ભાગ્યમાં લખ્યું હોય તે કોણ ટાળી શકે છે?'

'પરિણામ ગમે તેવું આવ્યું; કિન્તુ સમગ્ર રાજપૂત જાતિ સદૈવ આપની કૃતજ્ઞ રહેશે.' દુર્ગાદાસે કહ્યું.

'પણ અત્યારે હવે મુસલમાની બાદશાહતમાં મારાથી જવાશે નહિ. બાદશાહ મારા લોહીને માટે તૃષિત થઇ ગયા છે. હું મારા પ્રાણને માટે ડરતો નથી; કિન્તુ મારાં બાળ બચ્ચાંઓની શી દશા થશે, તેનો વિચાર આવવાથી મારૂં હૃદય વ્યાકુળ થઇ ગયું છે.'

કેસરીસિંહે કહ્યું–'અમારે ત્યાં આપ આનંદ પૂર્વક રહો. જ્યાં સુધી અમે જીવતા હઇશું ત્યાં સુધી ઔરંગજેબની શું તાકાત છે કે તે આપનો એક વાળ પણ વાંકો કરી શકે!'

દુર્ગાદાસ તેને અનુમોદન આપતો બોલ્યો–'આજથી આપ મને આપનો સહોદર ભાઇ સમજજો. હું પ્રતિજ્ઞા કરૂં છું કે દુઃખમાં અને સુખમાં આ દુર્ગાદાસ આપનો સદા સાથી રહેશે.'

'તેમાં મને જરા પણ સંદેહ નથી.' અકબર બોલવા લાગ્યો. 'રાજપૂત વીરો! એક નવી વાત આપને હું સંભળાવું છું. આપ દુર્ગાદાસના મહત્ત્વની અને ઔદાર્યની એક નવી વાત સાંભળીને સર્વ વિસ્મિત અને આનંદિત થશો. તે દિવસે રાત્રે બાદશાહે ફકીર વેશધારી પોતાના એક દૂતને છાની રીતે દુર્ગાદાસની પાસે મોકલ્યો હતો. દૂતે દુર્ગાદાસને કહ્યું–'બાદશાહ ઇચ્છે છે કે હવે આપ અકબરને મદદ ન કરો; તે માટે તેમણે આપની પાસે આઠ લાખ રૂપીઆ નગદ મોકલ્યા છે; તે રાખી લ્યો.' દુર્ગાદાસે આઠ લાખ રૂપિયા સહિત તે દૂતને મારી પાસે લાવીને કહ્યું–'પિતાના ધન ઉપર પુત્રનો અધિકાર છે. અકબર! આપના પિતાએ આપની પાસે આ આઠ લાખ રૂપિયા મોકલ્યા

છે, આનાથી આપને ઘણી સહાયતા મળશે.' તે પછી દુર્ગાદાસે કહ્યું-'દૂત! તું તારા નીચ અને અન્ધ હૃદયી બાદશાહને જઇને કહે કે-દુર્ગાદાસે રાઠોડકુળમાં જન્મ લીધો છે. તે રૂપિયાની લાલચમાં લપટાઇ જઇ પોતાનું હૃદય વેચી શકતો નથી! અકબર મારો ઘણોજ વ્હાલો મિત્ર છે.'

સર્વે રાજપૂતો એ સાંભળીને ઉભા થઈ ગયા અને બોલ્યા-' વીર દુર્ગાદાસ! આ વાત આપે અત્યાર સુધી કેમ છૂપાવી રાખી હતી?'

'એ બહુ સાધારણ વાત હતી. મે કેવળ મારા કર્તવ્યનું પાલન કર્યું, એમાં ગૌરવની શું વાત છે?'

કેસરીસિંહે દુર્ગાદાસને ભેટી પડી કહ્યું-' આપને ધન્ય છે!' એટલે વિજયપાળ ઉન્મત્ત થઇ બોલ્યો-' આપણે તો અકબરને બાદશાહ બનાવ્યો છે. હવે ઔરંગજેબ કોણ છે? હવે અમે દિલ્લી ઉપર ચડાઇ કરીશું અને અકબરને મોગલ સામ્રાજ્યના સિંહાસન ઉપર બેસારીશું. એમાં વિલંબ કરવાની હવે શું કાંઇ જરૂર છે?'

કેસરીસિંહે કહ્યું-' આપ શું ભૂલી ગયા કે આપણી ઘણી ભારી ફોજ અને સેનાપતિયો ઔરંગજેબના પત્રની વાત સાંભળતાંજ નાસી ગયા છે; સાથે અકબરની ફોજ પણ દિલ્હી તરફ ચાલી ગઇ છે!'

'તેમાં શી હરકત છે?' વિજયપાળ બોલવા લાગ્યો:-' અમે તો અકબરની તરફથી ઔરંગજેબની સાથે યુદ્ધ કરવા માટે આવ્યા છીએ. મારો વિચાર એમ છે કે-નાસી ગએલી રાજપૂત સેનાને એકત્રિત કરી દિલ્હી ઉપર ચડાઇ કરવી. અકબર! તમે પણ અમારી સાથે ચાલો. તમને અમે દિલ્લીના સિંહાસન ઉપર જરૂર બેસારીશું. શાન્ત કેમ ઉભા રહ્યા છો? દિલ્લીના સિંહાસન ઉપર બેઠા પછી સૌથી પહેલું તમારે શું કરવું-તે તો તમે જાણતાજ હશો. તમારા બાપે જેમ કર્યું હતું તેમજ તમારે કરવું. અમે ઔરંગજેબને કેદ કરીને તમારી પાસે હાજર કરીશું; તે વખતે તમારે આજ્ઞા આપવી કે તેને અહીંથી લઇ જાઓ અને હાથ-પગ બાંધી એક નિર્જન કેદખાનામાં બન્દીવાન કરો. ઔરંગજેબે મર્હૂમ બાદશાહ-પોતાના પિતા શાહજહાન-ને સાત વર્ષ કેદમાં રાખ્યો હતો; તેમ તમે ઔરંગજેબને ચૌદવર્ષ કેદમાં રાખજો. તે પછી દારાની પેઠે આજિમને શૂળી ઉપર ચડાવવો અને શુજાની પેઠે મુઆજિમના નાક કાન કાપી શહેરની ચારે તરફ ફેરવવો.'

'આપ જેવી આજ્ઞા કરશો તેમજ થશે' દુર્ગાદાસે કહ્યું. 'હવે

ચાલો આપણે સર્વે માતૃમન્દિરમાં પાછા જઇએ અને આપણી નાસી ગએલી સેનાને અને સેનાપતિયોને ખોળી યુદ્ધયાત્રાનો ઉદ્યોગ કરીએ.' પછી તેણે અકબરને મીઠા શબ્દોમાં કહ્યું-'આપ વિજયપાળની હાસ્યોત્પાદક વાતોથી માઠું લગાડશો નહિ. તે ઘણા સીધા અને સાદા વીર પુરુષ છે; કિન્તુ તેમનો એવો સ્વભાવ સર્વ જાણે છે કે તેઓ હાસ્યની વખતે સમય-અસમય, વિવેક-અવિવેક, કશું જાણતા નથી કે જોતા નથી. અત્યારે આપ મારી સાથે ચાલો આપણે બાળબચ્ચાંઓ સહિત લૂણી નદીને કિનારે આવેલી મારી એકાન્ત પર્ણકુટીમાં સાથે રહીશું.'

## (૨૧) વીર-પ્રદર્શન.

હિન્દુ વીરો પહાડી કિલ્લામાંથી નીકળી મુસલમાની છાવણી ઉપર આક્રમણ કરવા જાય ત્યારે કિલ્લાના રક્ષણનો ભાર કોને સોંપવો; તે બાબત ચર્ચા થવા લાગી. કિલ્લામાં કેટલીક રાજવંશી રમણીઓ આવી હતી. સંકટના સમયમાં એ જોખમનું કાર્ય ગ્રહણ કરવાને કોણ યોગ્ય છે? દુર્ગાદાસના મનમાં હરવતીનો રાજવંશીય કુમાર વિ-જયપાળ આ માનનીય પદને યોગ્ય લાગે છે, પણ તેથી બીજા રા-જાઓ પોતાનું અપમાન થયું સમજે છે. વિશેષતઃ વિજયપાળ ઉચ્ચવંશીય હોવા છતાં સાધારણ વીરોમાં પણ તે માનનીય નહોતો. કારણ કે સર્વ તેને સાહસી અને જ્ઞાનશૂન્ય માનતા હતા. ન્હાનાં-મ્હોટાં સર્વ કામોને તે એક સરખાં ગણતો હતો. તે પૂરો અફીણી હતો. ન્હાના-મ્હોટા સર્વેની સાથે તે મિત્રતા કરતો હતો. અનેક લોકો તેને મૂર્ખ કહી તેની હાંસી કરતા હતા. કોઇ તેને ગાંડો ગણી તેની અવજ્ઞા-નિર્ભર્ત્સના કરતા હતા. તેનું લાંબુ અને કોળસા જેવું કાળું શરીર તથા ગાગર જેવું ફુલેલું પેટ જોઇને સ્ત્રીઓએ તેનું નામ કાળા પહાડ રાખ્યું હતું. દુર્ગાદાસ મોટી ચિંતામાં પડી ગયો હતો. કારણ કે તેના સિવાય બીજો કોઇ લાયક વીર નહોતો અને તેને એ પદવી અપાય તેમ નહોતું; તેથી દુર્ગાદાસ મહારાણી અરૂન્ધતી પાસે સલાહ લેવા ગયો. રાજકુમારી અમ્બાલિકા મહારાણીની પાસે બેઠેલી હતી. તેણે સર્વ હકીકત સાંભળીને કહ્યું-" જે સર્વથી અધિક બહાદુર હોય તેનેજ અમારી રક્ષાનો ભાર સોંપવો જોઇએ. કિન્તુ એ કેવી રીતે નિર્ણિત થઇ શકે કે સર્વથી અધિક બહાદુર કોણ છે?"

પ્રાતઃકાળનો સમય છે. કિલ્લાથી અર્ધ કોસ દૂર નદીને બીજે કિનારે તમ્બુ તાણેલા છે. કિલ્લાની પડખે એક ઉંચી ટેકરી ઉપર

લાલ રંગની ધ્વજા ફરકી રહી છે. છાવણીની પાસે ઘણી ભીડ છે. સર્વે લોકો સામેની એક ટેકરી ઉપર ઉડતી પતાકાને જોઇ રહ્યા છે. સર્વેની આગળ રાઠોડ સેનાપતિ દુર્ગાદાસ ઉભેલ છે. કિલ્લાના તટ ઉપર કેટલીક સ્ત્રીઓ ઉભી રહીને કુતુહળ પૂર્વક છાવણીની તરફ જોઇ રહી છે. વિજયપાળ ઘોડા ઉપર સવાર થઇ દુર્ગાદાસની પાસે આવી ચારે તરફ જોવા લાગ્યો.

દુર્ગાદાસે ઉંચા અને ગંભીર સ્વરથી કહ્યું—' રાજસ્થાનના રાજવંશ–સંભૂત વીરો ! સાંભળો. આપ લોકોની અનુપસ્થિતિના સમયમાં અમે મહારાણી, રાજકુમારી તથા રમણીમણ્ડળની રક્ષા કરવાનો ભાર વીરશ્રેષ્ઠ કુમાર વિજયપાળને સોંપવાનો સંકલ્પ કર્યો હતો; કિન્તુ તેમાં કેટલાકનો વિચાર નહિ હોવાથી આપ સર્વેને આજની આ વીર–પ્રદર્શનમાં બોલાવ્યા છે. પહાડના શિખર ઉપર જે લાલ પતાકા ફરકે છે, તેને જે સર્વથી પહેલો જઇને ઉઠાવી લેશે; તેને આજની વીરપ્રદર્શનમાં સર્વથી બહાદુર કહેવામાં આવશે અને તેજ કિલ્લાના રક્ષણનો ભાર ગ્રહણ કરી શકશે. આપનામાંથી જે કુમાર વિજયપાળની બરાબરી કરવાને માટે તૈયાર હોય તે આગળ આવો અને ઘોડા ઉપર સવાર થઇ આ વીરરાજની સાથે દોડી સામેના શૈલખંડને ઓળંગી વિકટ પહાડ ઉપર ચડી તે લાલ ધ્વજાને ઉઠાવી લ્યો.'

કોને ગરજ પડી હતી કે આવા મુશ્કેલ અને વિપદ્દપૂર્ણ કામને માટે કેવળ વીરતા દેખાડવાના હેતુથીજ આગળ વધે ? વિશેષતઃ નિર્ભય વિજયપાળને આ કાર્યમાં હરાવવાની કોઇની હિમ્મત નહોતી. તેથી કોઇ રાજવંશીય વીર વિજયપાળની પ્રતિયોગિતાને માટે ઉઠયો નહિ. કારણ કે પ્રયત્ન વ્યર્થ જશે તો લોકો હાંસી કરી કરશે ને સ્ત્રીઓ મ્હેણાં મારશે એમ સર્વેને લાગતું હતું.

દુર્ગાદાસે કેટલીકવાર સુધી ઉભા રહી, કોઇને આગળ વધતો ન જોઇ હાસ્ય કરીને કહ્યું—' માલમ પડે છે કે રાજસ્થાનના રાજપૂતોના વંશધરોમાં કોઇ એવો વીર નથી કે જે કુમાર વિજયપાળની બરાબરી કરી શકે ! કિન્તુ આ વીરપ્રસવિની મારવાડ ભૂમિનું વીરત્વ કેવળ રાજપ્રાસાદની ચારે દિવાલોની અંદરજ બંધ થઇ ગયું નથી. માટે હે ઉચ્ચવંશ સંભૂત રાજપૂત વીરો ! રાજસભાઓ અને રાજ—સેનાપતિયો ! જો આપનામાંથી કોઇની હિમ્મત હોય તો આગળ આવો.'

દુર્ગાદાસ, રાજકુમારો તથા સેનાપતિયો તરફ ઘણીવાર સુધી જોઇ રહ્યો. સર્વે માણસો પહેલાંની પેઠેજ ચુપ–ચાપ હતા તેથી દુર્ગાદાસે ધૈર્ય તજી ક્ષોભ તથા અભિમાન પૂર્વક ઉચ્ચસ્વરથી કહ્યું—' પહેલાં હું નહોતો જાણતો કે રાજપૂતો વીરતા દેખાડવામાં ડરતા હશે. કિન્તુ હજી પણ મને આશા છે. સાંભળો, ... સૈનિકો ! સમુપસ્થિત દર્શક ગણ ! યુવાન્ વૃદ્ધ અને ઉચ્ચવંશોદ્‌ભુત અથવા અતિ નીચ-વંશોદ્‌ભુત બન્ધુઓ ! તમારામાંથી જો કોઇની નસમાં રાજપૂત વીરરક્ત વહેતું હોય તો આગળ વધો. નહિ તો આજની વીર—પ્રદર્શિની અહી સમાપ્ત થશે. કરોડો વીરોની માતા મારવાડ ભૂમિ આજે કેવળ એક પણ વીરની માતા નહિ બને ? આ જુઓ, માતૃ–મન્દિરની ઉચ્ચ અટ્ટાલિકા ઉપર, રક્તપતાકાની સમીપમાં આર્ય રમણીઓ જયમાળા હાથમાં લઇને ઉભેલી છે.'

દુર્ગાદાસની વાત સમાપ્ત થતાં પહેલાંજ ચારે તરફ કોલાહલ મચી ગયો અને તાળીઓ પડવા લાગી. સર્વે જણે આશ્ચર્ય સાથે જોયું કે છાવણીની બીજી તરફથી એક દાઢી મૂછ વિનાનો સસ્મીત વદનવાળો તરૂણ સૈનિક ઘોડા ઉપર સવાર થઇ દુર્ગાદાસની સામે આવ્યો અને તેને અભિવાદન કરી વિજયપાળની પાસે જઇ ઉભો રહ્યો.

વિજયપાળ વક્રદૃષ્ટિથી તે ખેડુત–યુવકને પગથી માથા સુધી નિરખી લઇ તેને ઘોડો આગળ કરવાનો ઇસારો કર્યો. બન્નેના અશ્વે તીરની માફક છૂટયા. પ્રેક્ષકો વિસ્મયતા પૂર્વક જોઇ રહ્યા. યુવકનો ઘોડો વિજયપાળની સાથેજ ટેકરીઓ, ખીણો, ઝરણાં વગેરે ઓળંગતો પહાડ ઉપર ચડવા લાગ્યો. અત્યાર સુધી બન્ને જણા સાથેજ એક સ્થાને જઇ ઉભા રહ્યા હતા; ત્યાંથી તે સ્થાન ઘણુંજ ભયાનક હતું, કે જ્યાં રક્તપતાકા ફરકતી હતી ! શ્રમને દૂર કરવા માટે બન્ને જણા ઉભા રહ્યા અને એકવાર તેમણે હતાશ હૃદયથી આકાશમાં ઉડતી તે પતાકા તરફ તથા તે ભયાનક પહાડો તરફ જોયું. તેઓએ પરસ્પર ઇસારા કરી તરતજ ઘોડાઓને એડી મારી છોડી મૂક્યા, કિન્તુ થોડેક ગયા પછી જોયું તો ઉપર ચડવું તદ્દન અસંભવિત જણાયું. જેટલા તેઓ આગળ વધતા તેટલા પાછા નીચે ઉતરી જતા હતા. માતૃમન્દિરની આગાશી ઉપર ઉભેલી રમણિયો આ બન્નેવીરોની દુર્દશા જોઇને હાસ્ય કરી રહી હતી. દૂરથી દુર્ગાદાસ કાંઇક કહેતો હતો; પણ તે તેઓથી સંભળાતું નહોતું. યુવકે આ આરંભિત ઉદ્યોગથી હતાશ થઇ પાછા

નહિ જવાનો નિશ્ચય કર્યો હતો. એ વખતે કિલ્લાની છત ઉપરથી એક ગુલાબ પુષ્પ તેની છાતી ઉપર આવી પડ્યું. યુવકે ઉપર જોયું. મન્દિરની છતના એક ખૂણામાં ઉભેલી વિલાસકુમારીએ મોઢામાં લુગડું ઘાલી હસતાં હસતાં ઇસારાથી પહાડની બીજી દિશા દેખાડી દીધી. યુવકે તરત પહાડની ઉત્તર તરફ જઇને જોયું તો તે સ્થાન ઉપર ચડવાને માટે વધારે અસાધ્ય લાગ્યું નહિ. મનમાં ને મનમાંજ વિલાસકુમારીને ધન્યવાદ આપી તે બહુજ ત્વરાથી પતાકાની પાસે પહોંચી ગયો ! વિજયપાળે ધાર્યું કે યુવક હતાશ થઇને પાછો ગયો છે; કિન્તુ એકાએક ચારે તરફ થતો કોલાહલ સાંભળીને તેણે ઉંચી આંખ કરીને ઉપર જોયું, તો ખેડુત યુવકને પતાકા લઇને ઉભેલો જોયો ! ક્રોધ અને અભિમાનથી વિજયપાળ ઘોડાને ચાબુક લગાવી પહાડ ઉપર ચડવા લાગ્યો. પુનઃ ચારે તરફ કોલાહલ થયો અને ઉપરથી યુવકે ગર્જના કરી કહ્યું-' આ જુઓ, પતાકા મારા હાથમાં છે ! '

તરતજ વિજયપાળનો ઘોડો પહાડ ઉપરથી ગબડીને ઘણા જોરથી નીચે પડી ગયો. લાંબા શરીરવાળા ' કાળાપહાડે ' જીવ બચાવવા સારૂ ઘણી મુશ્કેલીથી એક પત્થરનો ટુકડો પકડી લીધો. ચારે તરફ વારંવાર તાળીઓ પડવા લાગી. લોકો મશ્કરી કરી હસવા લાગ્યા.

---

## (૨૨) જયમાળા.

રક્તપતાકા હાથમાં લઇ પ્રસન્ન વદન યુવક સૈનિક સ્ત્રીઓની સામે ઉભો છે. રાજકુમારી અંબાલિકાના હાથમાં જયમાળા છે. મહારાણીને અભિવાદન કરી, જમીન ઉપર ઘુંટણ ટેકાવી, હાથ જોડી અત્યંત આદરથી કૃષક યુવકે તે અમૃતમયી કિશોરી મૂર્તિ તરફ— પોતાના હૃદય મન્દિરમાં બાળપણની પ્રતિષ્ઠિતા તે મંગળ દેવી તરફ— ઉંચી કરીને જોયું. અમ્બાલિકા રમણીઓના ટોળામાંથી કાંઇક આગળ વધી અટકી ગઇ. તેનું હૃદય આનંદ, આશા અને સંશયથી થર થર કંપવા લાગ્યું. જયમાળા પહેરાવવા સારૂ મહારાણીએ તેને પુનઃ ઇસારો કર્યો. અમ્બાલિકાએ યુવકની પાસે જઇ જયમાળા આંખો ઉંચી કરી, તે વખતે પ્રેક્ષકોમાંથી શબ્દ આવ્યો—' રાજકુમારી ! ઉભાં રહો ! ઉભાં રહો ! '

જેસલમીરનો રાજકુમાર કેસરીસિંહ સર્વની સામે આવી કહેવા લાગ્યો—' રાજસ્થાનના રાજવંશીય વીરો અને રાજવંશીય રમણિયો !

આજના આ રાષ્ટ્રવિપ્લવમાં અમારી સ્વાધીનતાની સાથે ક્ષત્રિય જીવનનું અમૂલ્ય ધન જે જાતીયગૌરવતા; તેનાથી પણ વંચિત થયા છીએ કે જેથી આજ એક અજ્ઞાત કુળશીલ, નીચવંશોદ્ભવ બાળક ઉપર રાજરમણીઓના રક્ષણનો ભાર સોંપવાને માટે આપણે તૈયાર થયા છીએ ! શું મહારાજા જયસિંહની કન્યાના હાથથી એક દરિદ્રી ખેડુત યુવકને જયમાળા પહેરાવવાનો ઉત્સવ જોવાને માટે આપણે એકત્ર થયા છીએ ?! અફસોસ ! ! ”

વિજયપાળે પણ કાંઇક આગળ વધીને રાજકુમારી અમ્બાલિકાની તરફ જોઇને કહ્યું-‘ મને લાગે છે કે જયપુરની રાજકુમારી ખેડુત યુવકને જયમાળા પહેરાવવા ઇચ્છે છે; પણ આ બાબતમાં ઉચ્ચવંશીય સમસ્ત રાજપૂતોને નુકશાન થવાનો ભય છે ! ’

ક્રોધ, લજ્જા અને અભિમાનથી રાજકુમારીના ઓષ્ઠદ્રય કંપવા લાગ્યા. આંખો પાણીથી—અશ્રુથી ભરાઇ ગઇ, તેણે મહારાણી તરફ ગર્વથી આંખ ઉંચી કરી જોયું. પ્રેક્ષકોમાંથી કોઇએ કહ્યું–‘ રાજમહિષી ! રાજકુમારીને અટકાવો. ’

મહારાણી અરૂન્ધતીએ પોતાનું કર્તવ્ય નિશ્ચિત નહિ કરી શકવાને લીધે એકવાર પ્રેક્ષકમંડળ તરફ જોઇ અમ્બાલિકાને પાછી ચાલી આવવાને ઇસારો કર્યો. હવે રાજકુમારીની ધીરજ છૂટી ગઇ. તેણે પોતાનું મસ્તક ઉંચું કરી ચારે તરફ જોયું તો જણાયું કે હજુ પણ તે યુવક જમીન ઉપર ઘુંટણ ટેકાવી હાથ જોડી ઉંચી દૃષ્ટિએ ઉપહાર મેળવવાની પ્રતીક્ષા કરી રહ્યો છે, તે જાણે કોઇ ભક્ત પ્રતિમાની —દેવીની–હાથ જોડીને પ્રાર્થના કરી રહ્યો હોય એમ જણાય છે.

રાજકુમારીએ એકવાર ખેડુત યુવકની તરફ નિરાશ નેત્ર અને કરૂણ કટાક્ષથી જોયું. તે પછી ક્રોધ અને અભિમાનથી ચારે તરફ જોઇ પોતાના હાથમાંની માળાના ટુકડે ટુકડા કરી ફેંકી દીધી અને શીઘ્રતાથી તે ત્યાંથી નીકળી કિલ્લામાંના એક બીજા ઓરડામાં ચાલી ગઈ.

વિજયપાળે હાસ્ય કરતાં જેસલમીરના રાજકુમારને સંબોધીને કહ્યું–‘ કુમાર ! હવે આપ સમજ્યા હશો કે નારી શાસ્ત્રમાં આનેજ પ્રેમ કહે છે. ’

## (૨૩) સ્વર્ગમાં પિશાચ.

છેવટે કિલ્લાની રક્ષાનો ભાર વિજયપાળનેજ સોંપાયો. ખેડુત યુવકે તેને બીજા સૈનિકોની પેઠે સહાયતા કરવી એમ ઠર્યું. યુવક એ યોજનામાં અસંમત ન થયો તેમજ તેણે પોતાનું અપમાન થયું ન ગણ્યું. તે જાણતો હતો કે દુર્ગાદાસ તથા મહારાણી અરૂન્ધતી સિવાય પોતે મેવાડના મહારાણા જયસિંહનો પુત્ર અને મેવાડનો ભાવી અધીશ્વર છે, એમ કોઇ જાણતું નથી. તેથી એવી દશામાં તેને એ માનનીય પદ મળવું સંભવિત નહોતું.

બીજે દિવસે લશ્કર તૈયાર થયું. કિલ્લામાંથી વિદાય થતી વખતે દુર્ગાદાસે તે એકત્ર થએલી સેનાનું નિરીક્ષણ કર્યું તો જણાયું કે કેવળ જેસલમીરનો રાજકુમાર કેસરીસિંહ તેમાં નથી.

કેસરીસિંહ તે વખતે પોતાના નિર્જન નિવાસમાં બેસી ગહન ચિન્તામાં ડૂબી ગયો હતો. જ્યારે તેણે સાંભળ્યું કે દુર્ગાદાસ પોતાને બોલાવે છે, ત્યારે તે ચિન્તાનો ત્યાગ કરી ઉભો થયો અને ધીરે ધીરે અંતઃપુરમાં ગયો. ત્યાં જઇને અમ્બાલિકાના ઓરડાના દ્વાર આગળ ઉભો રહી કાંઇક વિચાર કરવા લાગ્યો. એટલામાં એક દાસી અંદરથી બહાર આવી. કેસરીસિંહે તેને પૂછ્યું–' અમ્બરની રાજકુમારી ક્યાં છે ? '

દાસીએ હાથ લાંબો કરી ઓરડા તરફ આંગળી લંબાવી.

કુમારે પૂછ્યું: ' તે શું કરે છે ? '

દાસીએ જવાબ આપ્યો–' આપ તેમનેજ પૂછી લ્યો. '

રાજકુમારે અંદર પ્રવેશ કરી જોયું તો અમ્બાલિકા એકલી જમીન ઉપર બેઠી બેઠી એક અધુરૂં ચિત્ર પટ પૂરૂં કરી રહી છે. રાજકુમાર ઓરડામાં આવ્યાની તેને ખબર નહોતી. તેણે જમીન ઉપર પોતાના પગના જોડાથી શબ્દ કર્યો તો પણ અમ્બાલિકા ચિત્રાંકનમાં લાગી રહી. આખરે કેસરીસિંહે કહ્યું–' રાજકુમારી !

રાજકુમારીએ ચમકીને ચિત્રપટ જમીન ઉપરથી ઉઠાવી લઇ આવનાર તરફ જોયું. યુવરાજે કહ્યું–' રાજનંદિની ! આટલા એકાગ્ર ચિત્તથી કોની તસવીર બનાવી રહ્યાં હતાં ? '

રાજકુમારીએ ઉઠીને ધીરે ધીરે કહ્યું–' આપ અહીં શા માટે આવ્યા છો ? "

યુવરાજે પુનઃ પૂછ્યું–' રાજકુમારી ! તમે કોની પ્રતિમા બનાવી રહ્યાં છો ? તે નીચવંશમાં જન્મેલા ખેડુત સૈનિકની તો નહિ ? '

આ વાત સાંભળી રાજકુમારી કાંઇક ગભરાઇ ગઇ. તેણે યુવરાજ તરફ જોઇને કહ્યું–' આપનું અનુમાન બરાબર છે. એ ખેડુત યુવકનુંજ આ ચિત્ર છે! હું બહુ દિવસોથી તે ખેડુત વીરનું ચિત્ર બનાવવાનો યત્ન કરૂં છું!'

'ધિક્! રાજનન્દિની! આ ચિત્રપટને તોડીને ફેંકી દ્યો.'

રાજકુમારીએ દાંત તળે જીભ દબાવી ચિત્રપટને છાતી સાથે ચાંપતાં કંપિત સ્વરથી કહ્યું–' લોકો પ્યારની ચીજ–વ્હાલી વસ્તુ–હૃદયમાં રાખે છે, તોડીને ફેંકી દેતા નથી!'

'તો મારો સન્દેહ ખરો પડ્યો! લોકો તમારી ઉપર જે કલંક મૂકે છે, તે પણ સત્ય છે!'

'રાજકુમાર! લોકો મારા ઉપર શું કલંક મૂકે છે?'

'લોકો કહે છે કે અમ્બર રાજકુમારી એક ખેડુત યુવકને જોઇને તેના ઉપર મુગ્ધ થઇ ગઇ છે!'

'યુવરાજ! વીર પુરૂષોની વીરતા ઉપર મુગ્ધ થવું, એ ક્ષત્રિય રમણીઓનો ધર્મ છે! તો પછી મારા સંબંધમાં તે કલંકની વાત છે છે કે ગૌરવની? હવે હું સમજી કે તે દિવસે તે યુવકને જયમાળા પહેરાવતી વખતે આપે મને જે રીતે વ્યર્થ અપમાનિત કરી હતી, તેવી રીતે આજ બીજીવાર અપમાનિત કરવાની શું આપની ઇચ્છા છે?!'

રાજકુમારી અભિમાન પૂર્વક ત્યાંથી ચાલી જવા ઇચ્છતી હતી; કિન્તુ કેસરીસિંહે તેનો માર્ગ રોકીને કહ્યું–" સાંભળો; રાજકુમારી! હું જે વાત કહેવા તમારી પાસે આવ્યો છું, તે મેં હજી સુધી કહી નથી. તમને યાદ હશે કે રાજમાહષીની બહુ દિવસની ઇચ્છા છે કે તમારૂં મારી સાથે લગ્ન કરવું. મેં જ્યાં સુધી તમને જોયા નહોતાં ત્યાં સુધી હું એ વાતથી રાજી નહોતો; કિન્તુ જે દિવસે મેં આ કિલ્લામાં તમારી અલૌકિક રૂપ સુધાનું પાન કર્યું, તે દિવસે ઘણા અનુગ્રહથી મેં રાજમહિષીને મારી સંમતિ જણાવી; પરંતુ વળી પાછળથી મને માલમ પડ્યું કે તમે મારી સાથે વિવાહ કરવા ઇચ્છતાં નથી.'

'યુવરાજ! વીતી ગએલી વાતોને તાજી કરવાથી શું ફળ? આપે તો મહારાણી પાસેથી વારંવાર સાંભળ્યું છે; અને મેં પણ પણ વારંવાર તેમને હાથ જોડીને કહ્યું છે કે આપની સાથે મારો વિવાહ થવો અસંભવ છે.'

યુવરાજે ઉત્તર આપ્યો–' સાંભળો રાજનન્દિની! હું તમને છેલ્લી વાર પૂછવા સારૂ આવ્યો છું. આ જીવનમાં–આ અઠ્ઠયાવીશ વર્ષની

અવસ્થા સુધી શત્રુઓ સન્મુખ યુદ્ધ કરવા સિવાય બીજી કોઇ ચિન્તા મારા હૃદયમાં ઉત્પન્ન થઇ નથી; કિન્તુ તમને જોયા પછી હું ગાંડો બની ગયો છું. આ જુઓ, કિલ્લાની સમીપે ઉભેલા ક્ષત્રિય વીરો યવન યુદ્ધમાં જવાને માટે મારી વાટ જોઇ રહ્યા છે. આ વખતે એકવાર ઓ અમ્બાલિકા! બોલ કે તું મારી થઇશ? તારી પાસેથી વચન મળ્યા પછી હું ઘણા આનંદથી એ વીરોની સાથે યવન યુદ્ધમાં જઇ વિજય મેળવીશ. જો હજુ પણ તું રાજી ન હોય, તો મારા હૃદયમાંથી હું તારી આશા ઉખેડીને ફેંકી દઉં અને વીર ધર્મને સદાને માટે જલાંજલિ આપી દઉં. વળી—'

કહેતાં કહેતાં યુવરાજ ચુપ થઇ જમીન તરફ જોવા લાગ્યો, કુંવરીએ અભિમાન પૂર્વક પૂછ્યું–' વળી શું?'

યુવરાજે જવાબ આપ્યો–'વળી જે પૈશાચિક પ્રતિજ્ઞા મેં કરી છે તે કહેતાં જીભ કંપે છે, કિન્તુ હું પાગલ છું, પાગલને લજ્જા કેવી? ઉન્મત્તને આત્માભિમાન કેવું? ઠીક સાંભળો, રાજનંદિની! વળી મેં પ્રતિજ્ઞા કરી છે કે આજથી એક વર્ષની અંદર તમને યવનપિશાચના કબજામાં જોઇશ. આ કનક પારિજાતક નન્દનકાનનથી તોડી નરકમાં ફેંકી દઇશ.'

જો આ વખતે યુવરાજ કેસરીસિંહની સુન્દર વીરમૂર્તિએ એકાએક કાળા સર્પનું રૂપ ધારણ કર્યું હોત તો પણ અમ્બર રાજકુમારી તેથી અધિક વિસ્મિત ન થાત, તેણે કેટલીક વાર સુધી સભય દૃષ્ટિએ કેસરીસિંહનું મુખમણ્ડળ નિહાળીને કહ્યું–' ધિક્કાર છે, ક્ષત્રિય રાજકુમાર! હું સ્વપ્નમાં પણ નહોતી જાણતી કે સ્વર્ગ–ધામમાં પણ પિશાચનો જન્મ થતો હશે! હું પુનઃ કહું છું કે તમારી સાથે મારો વિવાહ કોઇ પણ રીતે થઇ શકશે નહિ!'

કેસરીસિંહે શીઘ્રતાથી વીર મંડળની પાસે પહોંચીને કહ્યું–' મારી વાટ વ્યર્થ ન જુઓ; આપ સર્વ પ્રસ્થાન કરો; મારે બીજી જગ્યાએ કામ છે.'

તે દિવસ સન્ધ્યા સમયે કેસરીસિંહે યવન શિબિરમાં પહોંચી જઇને સેનાપતિ અફજલખાંને નમન કર્યું.



## (૨૪) રક્ષા-બંધન.

લૂણી નદીને કિનારે દુર્ગાદાસના એક એકાન્ત ભુવનમાં દુર્ગાદાસ અને અકબર બેઠા બેઠા કાંઇક વાતો કરી રહ્યા છે. અકબરે કહ્યું-' મેં મારી સ્ત્રી તથા કન્યાને હજુ સુધી નથી કહ્યું કે હું કેટલાક દિવસોને માટે -સંભવ છે કે આખી જીંદગીને માટે-દક્ષિણ તરફ જાઉં છું. તેઓ તો એમજ જાણે છે કે હું કેવળ થોડા દિવસોને માટે આપની સાથે માતૃમન્દિરમાં જાઉં છું. કિન્તુ હૃદય ઘણું વ્યાકુળ થઈ રહ્યું છે, સંભવ છે કે અહીંથી ગયા પછી સ્ત્રી-પુત્રનું મોઢું પણ જોવા પામીશ નહિ! ખયર! પણ આપે અહીંથી ક્યારે ઉપડવાનો નિશ્ચય કર્યો છે?"

દુર્ગાદાસે કહ્યું-' મહારાણી અરૂન્ધતીને બહુ દિવસો પછી પોતાના શિશુ-પુત્ર અજીતસિંહને એકવાર જોવાની ઇચ્છા પ્રકટી છે; તેથી કેટલાક દિવસોથી અજીતને ચુપચાપ અહીં લાવ્યો છું. અરૂન્ધતી દેવીના પદાર્પણથી આજ મારી આ પર્ણકુટી પવિત્ર થઇ છે. તેઓ શીઘ્ર પોતાના સ્થાનમાં ચાલ્યાં જવાનાં છે. જ્યારે તેઓ જશે ત્યાર પછી આપણે પાંચસો વિશ્વસ્ત અનુચરો સહિત દક્ષિણની યાત્રા કરીશું. અને જો પરમેશ્વરની ઇચ્છા હશે તો તત્કાળ પાછા ફરીશું, આ જુઓ, સમશેરઅલી આપની કન્યા ચાંદબીબી તથા અજીતકુમારને લઇને આ તરફ આવે છે.'

સમશેરઅલી બન્ને હાથોમાં બે અર્ધવિકસિત કમળકલિકાઓ જેવાં બે શિશુઓના હાથ પકડીને ત્યાં આવી ઉભો રહ્યો; તેમાં એક આઠ વર્ષનો બાળક અજીતસિંહ છે અને બીજી અકબરની નવેક વર્ષની કન્યા ચાંદબીબી છે.

અજીતે સમશેરઅલીના મોઢા તરફ જોઇને પૂછ્યું-' તમે કહેતા હતા કે આજ અમને રક્ષા બાંધવામાં આવશે. પણ તે તો કાંઇ બાંધી નથી.'

દુર્ગાદાસે કહ્યું-' રક્ષા બાંધવાને માટેજ તમને બન્નેને અહીં બોલાવ્યાં છે.'

ચાંદબીબી અકબરની પાસે જઇને તેનું મોઢું પકડીને કહેવા લાગી-' બાબા! આજ તમે આટલા ઉદાસ કેમ છો? તબીયત કેવી છે?'

' નહિ બેટી! મારી તબીયત બહુ સારી છે.'

' બાબા! હવે દિલ્લી ક્યારે જશો?'

અકબરે ઉત્તર આપ્યો-' તારા કાકાને પૂછ. તેઓ કહેશે.

ચાંદબીબીએ અકબરના ખોળામાંથી ઉઠી સ્નેહપૂર્વક દુર્ગાદાસને ગળે વળગી પડી કહ્યું–' કહો, કાકા ! અમારે દિલ્હી કયારે જવાનું થશે ! '

દુર્ગાદાસે મીઠા શબ્દોમાં વ્હાલ પૂર્વક કહ્યું–' બ્હેન ! દિલ્હી પાછા જવાની આજ તને આટલી બધી ઇચ્છા કેમ થઇ છે ? શું અહીં તને કાંઇ અડચણ છે ? '

બાલિકાએ કહ્યું–' ના, કાકા ! અહીં મને કાંઇ અડચણ નથી. અહીં હું જેટલી સુખી છું તેટલી સુખી શું દિલ્લીમાં રહી શકાય ? અહીં મારી મોટી મા મને મારી માના કરતાં પણ અધિક પ્યાર કરે છે. તે સિવાય આ વખતે ' ચાંદબીબી અજીતનો હાથ પકડીને કહેવા લાગી–' મારો વ્હાલો ભાઇ મારી પાસે છે; તેથી મને અહીં કોઇ જાતનું દુઃખ નથી. '

દુર્ગાદાસે કહ્યું–' પુત્રી ! તો પછી દિલ્હી જવાની વાત કેમ પૂછે છે ? '

ચાંદબીબી જરા વિચાર કરીને બોલી–' કાકા ! હવે મારા મનની વાત સાંભળો. મારી મા પાસેથી મેં સાંભળ્યું કે મારા બાપા નક્કી દાદાથી નારાજ થઇને અહીં આવ્યા છે. કાકા ! પિતાજીએ શું એવું કામ કર્યું ? તેઓ નથી જાણતા કે દાદા કેટલા અચ્છા આદમી છે ! તેઓ મને બહુજ પ્યાર કરતા હતા. હું તેમની પાસે જે માગતી હતી તે મને તેઓ આપતા હતા. આથી મને ઇચ્છા થાય છે કે બાબાને દાદાની પાસે લઇ જઇ બન્નેમાં પ્રેમ કરાવી દઉં તે પછી પિતાજીની સાથે ફરી અહીં ચાલી આવીશ.'

ભોળીભલી બાલકાના અકપટ હૃદયની વાત સાંભળીને દુર્ગાદાસ અને અકબર હસવા લાગ્યા. બાલિકાએ પુનઃ કહ્યું–' વળી એક બીજી વાત છે ! ઠીક યાદ આવી. ભાઇ અજીત મને કહેતો હતો કે જો હું તેને દાદાની પાસે લઇ જાઉં તો તેઓ તેને મારી નાંખશે ! કેમ ભાઇ અજીત ! તું મને એજ વાત કહેતો હતોને ? '

' હું શું તારી પાસે જુઠું બોલું છું ? મારી વાત ઉપર વિશ્વાસ ન હોય તો આ દુર્ગાદાસને પૂછી જો.'

' સાંભળો કાકા ! ' ચાંદબીબી કહેવા લાગી. શું એવું કદી થઇ શકે ? હું જો મારા ભાઇ અજીતને સાથે લઇ દાદાની પાસે જાઉં તો તેઓ તેને ખોળામાં બેસાડીને ખવરાવે કે મારી નાંખે ? અંહ અજીત ! એવી વાત મોઢામાંથી તું કોઇ દિવસે પણ બહાર ન કાઢીશ.'

અજીતે કહ્યું-' તું નથી જાણતી ચાંદબીબી—'

' આ શું અજીત ! ફરી પાછો તું મારૂં નામ લઇને બોલાવે છે ? તને યાદ નથી કે માતાએ તને શું કહ્યું હતું ? હું તારા કરતાં બે વર્ષ મોટી છું. મને બ્હેન કહીને બોલાવવી જોઇએ ને ? '

' ભૂલી ગયો હતો બ્હેન ! '

' ઠીક. હવે જે કહેતો હતો તે કહે. '

' હું કહેતો કે બ્હેન ! તું નથી જાણતી, પણ મેં સાંભળ્યું છે કે તારા દાદા આલમગીર બાદશાહ મને પોતાનો શત્રુ સમજે છે. મોટા ભાઇને પૂછી જો. કેમ ભાઇ ! ( દુર્ગાદાસ ! ) મારી વાત સાચી છેને ?'

ચાંદબીબી વચ્ચેજ બોલી ઉઠી-'ઠીક, માની લ્યો કે એમજ છે, કિન્તુ જ્યારે મારા દાદા જાણશે કે તું મારો ભાઇ છે, ત્યારે પણ શું તેઓ તને પોતાનો શત્રુજ સમજશે ? ભાઈ ! હું કહું છું કે તું એકવાર મારી સાથે ચાલ. હું તેમને સર્વ વાત સમજાવીને કહી દઇશ કે તું મારો ભાઇ છે અને હું તારા ઉપર બહુજ પ્યાર કરૂં છું. હું તેમને કહીશ કે મારી પ્રમાણેજ તને તેઓ ગણે.'

' અને જો તે તારી વાત ન માને તો ? '

' અંહ ! મારી વાત તે નહિ માને ? જો એમ કરશે તો હું તેમની સફેદ દાઢી ખેંચી કાઢીશ ! હું તેમની પાસે જે વખતે જે વાતની જીદ કરૂં છું, તે તેઓ તેજ વખતે પૂરી કરે છે. એક દિવસ માતાએ તેમની પાસેથી કોહીનૂર હીરો માગવાનું શીખવાડ્યું હતું. હું તેમની પાસે જઇ ખોળામાં બેસીને બોલી-' દાદા ! આપનો કોહીનૂર હીરો મને આપો.' તેમણે કહ્યું ' આ તારી કેવી જીદ છે બેટી ! કોહીનૂર શું કોઇ કોઇને આપે છે ? ' મેં કહ્યું-' જો કોહીનૂર હીરો નહિ આપો તો હું તમારી દાઢી ખેંચી લઇશ. ' ત્યારે તેમણે કહ્યું- ' ઠીક બ્હેન ! કાલ હું તને કોહીનૂર આપીશ. પણ ભલી થઇને મારી દાઢી ન ખેંચી કાઢીશ ! ' હું બીજે દિવસે કોહીનૂર હીરો લઇને મારી માને આપવાની હતી, પણ બાબા મને તે દિવસ અહીં તેડી લાવ્યા.'

તેનું આ લાંબુ ભાષણ સાંભળીને અજીત બોલ્યો-' મારા મોટા ભાઇ કહે તો હું તારી સાથે બાદશાહની પાસે આવું, કિન્તુ જો તે મને પોતાનો દુશ્મન સમજશે તો હું પણ તેની સાથે તેવું વર્તન ચલાવીશ ! '

દુર્ગાદાસ તેમના એ સંવાદનો અન્ત આણવાના ઉદ્દેશથી બોલ્યો —' એ સર્વ વાતો પછીથી થશે, અત્યારે તમને જે કામને માટે બોલાવ્યાં છે તે કામ થવું જોઇએ. '

'શા માટે બોલાવ્યાં છે કાકા!?'

'આજ તમારા-બન્ને ભાઈ બ્હેનના હાથે રક્ષા બાંધવાની છે.

અજીત અને ચાંદબીબીના હાથમાં એક એક રક્ષા આપી દુર્ગાદાસે કહ્યું-' અજીત! તારી બ્હેન ચાંદબીબીને હાથે રક્ષા બાંધી દે.'

અજીતે હસતાં હસતાં ચાંદબીબીના હાથે રક્ષા બાંધી દીધી. દુર્ગાદાસે ફરીને કહ્યું- ચાંદબીબી! તું પણ તારા ભાઇ અજીતને હાથે રક્ષા બાંધ.'

ચાંદબીબી અજીતનો હાથ પોતાના હાથમાં લઇ બોલી-' આવો, મારા પ્યારા ભાઇ! તમારા કરકમળે હું રક્ષા બાધું.' રક્ષા બાંધ્યા પછી ચાંદબીબીએ દુર્ગાદાસને પૂછ્યુ-'કાકા! રક્ષા બાંધવાથી શું થાય છે?'

દુર્ગાદાસે કહ્યું-' ભાઇ-બ્હેનના સ્નેહથી વધારે અમૂલ્ય પદાર્થ આ પૃથ્વીમાં બીજો કોઇ નથી! માટે પુત્રી! પ્રાચીનકાળથી રક્ષા બાંધવાનો રિવાજ હિન્દુસ્થાનમાં પ્રચલિત છે. આજથી તમારા બન્નેનો પવિત્ર સ્નેહ સદા મજબુત રહેશે! આજનો આ કેવો શુભ દિન છે! અજીતભાઇ! ચાંદબીબી બ્હેન! આજ તમને રક્ષા બંધાઇ છે. હવે આ ભારત-સ્મશાનમાં ભાગીરથીની પ્રેમધારા પ્રવાહિત થશે; કૃષ્ણ અને સુભદ્રાના સ્વર્ગીય ભાતૃપ્રેમનું પુનર્જીવન થશે!'

ચાંદબીબીએ કહ્યું-' કાકા બાબા તો તમારા ભાઇ છે, તમે કેમ રક્ષા નથી બાંધી?'

'જરૂર બંધાશે. આવો ભાઇ અકબર! આવો ભાઇ સમશેરઅલી! હું પણ તમોને રક્ષા બાંધું!' દુર્ગાદાસે અકબર અને સમશેરઅલ્લીને ઘણા પ્રેમથી રક્ષા બાંધી. તે પછી તેણે કહ્યું-' હવે અમે ત્રણે ભાઇ મળીને ત્રિભુવન જીતી શકીશું.'

ચાંદબીબીએ કહ્યું-' કાકા! મને બે રક્ષા આપો, માને અને મોટી માને પણ રક્ષા મારે બાંધવી છે.'

દુર્ગાદાસે હસીને ચાંદબીબીના હાથમાં રક્ષાઓ આપી. ચાંદબીબી બન્ને રાખડીઓ લઇ અજીતના ગળામાં હાથ નાંખી અન્તઃપુરમ ચાલી ગઇ.



## (૨૫) દેશનિકાલ.

પહાડી કિલ્લાના અન્તઃપુરના એક ઓરડામાં એક સાત વર્ષની બાલિકા તાલી બજાવીને ગાઇ રહી હતી.—

'એજી કામ ક્યા મુઝે, લાજ—માત ઔર કુલસે,
વહી પ્રેમકા સાગર, કિસાન—નાગર પ્રીતિ કરે યદિ મુઝસે;'

તેની આસપાસ ઉભેલી કેટલીક સ્ત્રીઓ ગીત સાંભળીને હસી રહી હતી. એક જણીએ દોડીને બાલિકાના મોઢા ઉપર હાથ રાખીને કહ્યું—'ચુપ રહે મૂર્ખી ! અમ્બાલિકા સાંભળશે તો હમણાં અનર્થ કરી નાંખશે.'

સ્ત્રીઓ નહોતી જાણતી કે અમ્બાલિકા પાસેના ઓરડામાં ઉભી રહીને ગીત સાંભળી રહી હતી; તે વિલાસકુમારી સાથે તે તરફ ચાલી આવતી હતી. એટલામાં ગીત સાંભળીને બોલી—'તને વિશ્વાસ ન હોય તો સખી ! આ સાંભળ, આ ગીત મારા માટેજ બનાવ્યું છે. અહીં ઉભી રહીને જરા સાંભળી તો લે. જો, મારી વાત લઇને લોકો કેવા તમાસા કરી રહ્યા છે !'

વિલાસકુમારીએ કહ્યું—'તારે એવી વાતો ઉપર ધ્યાન આપવાની શી જરૂર છે ? ચાલ.

'નહિ. મારા સમ ! જરા ઉભી રહીને સાંભળ તો ખરી કે ત્યાં બીજું શું બોલાય છે !'

બન્ને જણીઓ છૂપાઇ રહી.

પાસેના ઓરડામાં બાલિકાને તો ચુપ કરી, પણ સ્ત્રીઓએ વાત આગળ ચલાવી. એક જણીએ કહ્યું—'બ્હેન ! તે બિચારી બાળક હોવાથી હાથ આડો રાખીને તેનું મોઢું બંધ કર્યું; કિન્તુ હવે બીજા કોનાં કોનાં મોઢાં બંધ કરીશ ?'

બીજી એક સ્ત્રીએ તેમાં અનુમતિ આપી—'હા ખરી વાત છે. ચારે તરફ તે વાત ફેલાઇ ગઇ છે.'

એકે હસતાં હસતાં પૂછ્યું—'કોની વાત સખી ? મેં કાંઇ નથી સાંભળ્યું !'

'અમ્બાલિકાની પ્રીતિની વાત, સખી !'

'કોની સાથે ?'

'તે ખેડુત યુવક સાથે.'

સર્વ સ્ત્રીઓ ખડખડાટ હસી પડી. અમ્બાલિકાએ સજળનેત્રે વિલાસકુમારીની તરફ જોઇને કહ્યું—'કેમ સખી સાંભળ્યુંને ? હું જે

કહેલી હતી તે સત્ય છે ને?' એટલું કહી તે વિલાસકુમારીનો હાથ ઝાલી પાસેના એક એકાન્ત ઓરડામાં લઇ જઇને કહેવા લાગી- 'સખી! અહીં થોડીવાર બેસ. તારી પાસે મારી એક પ્રાર્થના છે.'

'કાંઇ ક્રોધ ચડયો છે કે શું?'

'એવી વાતો સાંભળીને કેમ ક્રોધ ન ચડે?

'પ્રેમને અર્થે સર્વ કાંઇ સહન કરવું પડે છે સખી!'

અમ્બાલિકાએ સજળનેત્રે કહ્યું-'સખી! શું તું પણ મારી મશ્કરી કરે છે? મારૂં ભાગ્યજ એવું છે! હવે સાંભળ, બ્હેન! તારા વિના બીજા કોને કહીશ? તારો મેળાપ થયા પછી તું મારી ઉપર સગી બ્હેન જેવું હેત રાખે છે, તેથી તને મારી પ્રાર્થના છે કે આજ તું એકવાર તે યુવકને મળીને તેમને કહે કે તમારી પાસે અમ્બરની રાજકુમારી એક ભિક્ષા માગે છે. તેની ભિખ એ છે કે તમે આ પહાડી કિલ્લો છોડી કોઇ બીજી જગ્યાએ ચાલ્યા જાઓ, અને—'

એકાએક કુમારીનું હૈયું ભરાઇ આવ્યું. તેનાં બન્ને વિશાળ નેત્રોમાંથી આંસુઓની ધારાઓ વહેવા લાગી. તે બોલી-'અને તેમને કહેજે કે આ જન્મમાં તેઓને ફરીને મારો મેળાપ ન થાય!' કહેતાં કહેતાં અમ્બાલિકા વિલાસકુમારીને ગળે વળગી પડી. તેના ખોળામાં માથું નાંખી રોવા લાગી. વિલાસકુમારીએ પોતાના પાલવથી અમ્બાલિકાનાં અશ્રૂ લુછી નાંખીને કહ્યું-' શું તું તેને ભૂલી શકીશ?'

રાજકુમારીએ અભિમાન સાથે માથું ઉંચું કરીને કહ્યું-'શું કહ્યું સખી!? ભૂલી શકીશ? ઠીક, સાંભળ હું સર્વ વાત તને વિસ્તારીને કહું છું. આજથી દશ વર્ષ પહેલાં મારી માતાની જીવિતાવસ્થામાં હું તેના સાથે મેવાડના મહારાણાને ત્યાં ગઇ હતી, તે વખતે એક કિંશુક-વૃક્ષની નીચે કેવળ એકવાર તેમને જોયા હતા. એ વખતે હું—આ શું સખી?—'

એકાએક વિલાસકુમારીનું મુખ લાલ થઈ ગયું. તે અમ્બાલિકાના હાથમાંથી પોતાનું ગળું છોડાવી ઉઠીને ઉભી થઇ ગઇ અને બન્ને હાથ હૃદય ઉપર મૂકી મનમાં ને મનમાં કહેવા લાગી-'હવે તો સહન થતું નથી. ગુરુદેવ! આપનું અનુમાન આખરે સત્ય નીકળ્યું. હું હૃદયને કાબુમાં રાખી શકી નહિ. હું શું મૂર્ખી-દિવાની થઇ છું? ના, ના.'

અમ્બાલિકાએ તેના લાલ થએલા ચહેરા તરફ જોઇને કરૂણ સ્વરથી કહ્યું-'આ શું સખી? શું તું મારા ઉપર નારાજ થઇ છે?'

વિલાસકુમારીએ શીઘ્રતાથી પોતાના હૃદયને સ્વસ્થ બનાવી અમ્બાલિકાને ગળે વળગાડી સ્નેહપૂર્વક કહ્યું–' ક્ષમા કરજે રાજનન્દિની! ઘણા દિવસથી મારા હૃદયમાં એક વ્યાધિ છે. ક્યારેક ક્યારેક મારા હૃદયમાં એકાએક આગ લાગી ઉઠતી હોય તેમ થાય છે અને તેથી હું નાખુશ–દિલગીર હોઉં તેમ બહાર દેખાય છે. પણ મારો આ રોગ કેવળ ક્ષણભર રહે છે. હું પ્રતિજ્ઞા કરૂં છું કે હવે ફરીથી એવું કદી પણ થશે નહિ. બ્હેન! હવે તું જે કહેતી હતી તે કહે. રાજસમુદ્રને કિનારે તેમને કેવળ એકવાર તેં જોયા હતા વારૂ, તે પછી?'

અમ્બાલિકા વિલાસકુમારીના મોઢા તરફ આશ્ચર્યથી જોઇને ક્ષણવાર ચુપ રહી પુનઃ કહેવા લાગી.–'હાં, સખી! તે વખતે હું તદ્દન બાલિકા હતી. હું જાણતી નહોતી કે પ્રેમ એ કયા પક્ષીનું નામ છે! તે દિવસથી સુતાં–જાગતાં, ઉઠતાં–બેસતાં, દરેક વખતે તે સુન્દર મૂર્તિને હૃદયમાં પ્રતિષ્ઠિત કરી હું તેનુંજ ધ્યાન ધરતી રહી છું. મને હવે ન અડકીશ, મારી ઘૃણા કર, મને હવે રાજનંદિની કહીને ન સંબોધીશ. કેમકે ખરી હકીકત એવી છે કે તે દિવસથી આ શરીર એ નીચ કુલોદ્ભવ દરિદ્ર ખેડુતના પ્રેમથીજ પરિપુષ્ટ થયું છે. મારા આ શરીરના રક્તના પ્રત્યેક કણમાં–બિન્દુમાં તેનો પ્રેમ પ્રવાહિત થયો છે. તે પછી સાંભળ, સખી! તું જાણે છે કે આબુ પહાડથી પાછા આવતી વખતે ફકીરની મસજિદમાં આઠ વર્ષ બાદ તે સુન્દર તરૂણે સ્વપ્નની પેઠે ભુવનમોહન મહેન્દ્રનું રૂપ બતાવી પુનઃ મને દર્શન દીધું. તે મારા પગમાં આળોટી પડ્યા. સમીપમાં મહારાણી ઉભાં હતાં. હું પણ આશ્ચર્ય, લજ્જા અને આનન્દથી બેહોશ થઇ જમીન ઉપર પડી ગઇ. કહે સખી! આ દેહમાં પ્રાણ હોય ત્યાં સુધી તેને કેમ કરીને ભુલી જવાય? વળી સાંભળ, બ્હેન! બીજે દિવસ રસ્તામાં બસો મુસલમાની સૈનિકોએ અમારી ઉપર આક્રમણ કર્યું. તે વખતે તે વીર–યુવાને મારા માટે પ્રાણ આપવાની ઇચ્છાથી એકવાર મારી તરફ જોયું, અને પછી બસો યવનોની સાથે થઇ ગયા! ત્યાર બાદ તેમનું લોહી પીવાને માટે એક સાથે સેંકડો તલ્વારો ઉપડેલી જોઇને હું મહારાણીના ખોળામાં બેહોશ થઇ ગઇ! નિષ્ઠુર દુર્ગાદાસ અને પત્થરના કલેજાવાળી મહારાણી તેમને એકલા કાળના મોઢામાં ફેંકી મને લઇને ચાલ્યાં આવ્યાં. આટલા દિવસો પછી એ સર્વ વાતોનો બદલો શું એ હોય કે સખી? હું શું તેમને ભૂલી જઇશ?

વિલાસકુમારીએ અમ્બાલિકાને ગાલે પોતાના ઓષ્ઠ અડકાડી

કહ્યું-' ઠીક ત્યારે, કહે, ઓ પાષાણ હૃદયા રાજનન્દિની ! તે યુવકને તું શા માટે દેશનિકાલની સજા આપે છે ? ક્યા મુખથી તેમને જીંદગી પર્યંતને માટે વિદાય કરે છે ? '

અમ્બાલિકા પુનઃ વિલાસકુમારીને ગળે વળગી પડી, આંસુઓની ધારાથી તેની છાતી ભીંજવીને બોલી-'પણ સખી ! હું રાજરાજેન્દ્ર નન્દિની છું અને તે નીચ કુલોદ્ભવ દીન, હીન ખેડુત છે ! ! '

## (૨૬) મુદ્રિકા-સમર્પણ.

અમ્બાલિકાએ વારંવાર સમજાવ્યાથી વિલાસકુમારીએ યુવકને બોલાવી રાજકુમારીની ઇચ્છા જણાવી. યુવકે પ્રતિજ્ઞા કરી કે પોતે સવારમાં આ કિલ્લો છોડીને ચાલ્યો જશે. તે દિવસે રાત્રે અસ્ત થતી શુક્લ તારાની ઝીણી રોશનીમાં અમ્બાલિકા અને વિલાસકુમારી એક પથ્થર ઉપર બેઠાં હતાં. યુવકે તેમની પાસે આવીને હાથ જોડી કહ્યું-' રાજનન્દિની ! હું આપની આજ્ઞા પ્રમાણે આ પહાડી કિલ્લો છોડીને ચાલ્યો જાઉં છું. પણ જો કસુર માફ કરો તો એક વાત પૂછું-મેં શું આપનો કોઈ અપરાધ કર્યો છે ? '

રાજકુમારીએ તેનો કાંઇ જવાબ આપ્યો નહિ. યુવક અંધારામાં જોઇ શક્યો નહિ કે રાજકુમારીની આંખોમાંથી આંસુની ધારાઓ વહી રહી છે. તેણે પુનઃ પૂછ્યું-' તો શું આ વખતે હું અહીંથી ચાલ્યો જાઉં ? '

રાજકુમારીએ ધીમેથી ઉત્તર આપ્યો-' બની શકે તેટલી શીઘ્રતાથી; વિલંબ કરવાની કાંઇ જરૂર નથી ! '

' ઠીક, ક્યાં સુધી આપના પુનર્દર્શનની આશા હૃદયમાં રાખું ?'

' મને પુનઃ મળવાની તમને શું કાંઇ આવશ્યક્તા છે ? '

વિલાસકુમારીએ કહ્યું-' યુદ્ધ સમાપ્ત થયા પછી રાજકુમારી તમને મુસલમાનોને જીતવાના ઉપહાર રૂપે વિજયમાળા-વરમાળા પ્રદાન કરશે. '

' સખી ! આ શું તારે મારી મશ્કરી કરવાનો સમય છે ? હવે જાઓ; વીરયુવક ! અહીં વ્યર્થ સમય વ્યતીત કરવાની જરૂર નથી ! '

યુવક રાજકુમારીને અભિવાદન કરી આગળ વધ્યો. અમ્બાલિકાએ પાલવવડે મોઢું સાફ કરતાં પુનઃ કહ્યું-' સાંભળો વીર યુવક ! તમે એક દિવસ મને શત્રુઓના હાથમાંથી બચાવવા સારૂ તમારા પ્રાણ આપવા તૈયાર થયા હતા; તેના બદલામાં હું આપને આ મુદ્રિકા

ઉપહાર–ઇનામ–માં આપું છું !' એટલું બોલી અમ્બાલિકાએ પોતાની આંગળીમાંથી એક હીરાની વીંટી કાઢી યુવકના હાથમાં મૂકી. યુવકના હાથના સ્પર્શથી રાજકુમારી પોતાનું હૃદય વશ રાખી શકી નહિ. એકાએક વાસંતી વાયુની લહરીથી જેવી રીતે માધવીલતા કંપી ઉઠે છે; તેવી રીતે રાજકુમારીનું સુન્દર અને સુકુમાર શરીર કંપી ઉઠયું. તેના મૃણાલ જેવા ભુજયુગલ પણ કંપિત થયા. કમળ કુસુમના જેવું મુખ-મણ્ડળ લાલચોળ થઇ ગયું અને તે સમયે કોણ જાણે કેમ એકાએક રાજકુમારીના ઓષ્ઠદ્વયે યુવકના ઓષ્ઠનો સ્પર્શ કર્યો ! તરતજ રાજકુમારી ચમકીને પાછી ખસી ગઇ. યુવકે કહ્યું–' રાજનંદિની ! જો આજ્ઞા હોય તો ઘણા દિવસ પહેલાંની એક વાતનું તમને સ્મરણ કરાવું.'

અમ્બાલિકાએ એકવાર યુવકની તરફ જોઇ પુનઃ જમીન તરફ જોયું. યુવક કહેવા લાગ્યો–' આપને યાદ છે; ઘણા સમય પહેલાં એક દિવસ રાજસમુદ્રને કિનારે કિંશુકવૃક્ષની એક ઉચી શાખા ઉપર આંગળીવડે એક ખીલેલું પુષ્પ મને આપે દેખાડયું હતું અને મેં આપને કહ્યું હતું કે–ઉંચી શાખાનું ફૂલ શું કોઈ તોડી નથી શકતું ? અને—'

પાછળથી એકાએક એ વાતને તોડી નાંખી કોઇએ કહ્યું–' અને ઉંચી શાખાનું ફૂલ જો આપો આપ જમીન ઉપર આવી પડે; તો પછી વૃક્ષ ઉપર ચડવાની જરૂર રહેતી નથી !'

વિલાસકુમારીએ પાછળ જોઇને કહ્યું–' કાળાપહાડ ! તમે અહીં ક્યાંથી આવી ગયા ?'

વિજયપાળે પાસે આવી હસતાં હસતાં કહ્યું–' આજ ખેડુત યુવકની સાથે અમ્બરની રાજકુમારીનું ચુંબન અને મુદ્રિકા–સમર્પણ જોઇને હું આશ્ચર્યચકિત થઇ ગયો છું !'

વિલાસકુમારી સત્વર અમ્બાલિકાનો હાથ પકડી ત્યાંથી ચાલી ગઇ.

વિજયપાળ હસતો હસતો ખેડુત સૈનિકની પીઠ થાબડીને કહેવા લાગ્યો–' હું ધારતો હતો કે વીરતા અને રસિકતા કેવળ વિજયપાળમાંજ છે; કિન્તુ ભાઈ ! તારાથી હું દરેક રીતે હાર્યો છું !'

---

## (૨૭) વિજયપાળનું સ્વપ્ન.

યુવક પહાડી કિલ્લો છોડીને ફકીર પાસે રહેવા લાગ્યો. યવન યુદ્ધની જ્યારે જ્યારે ખબર પડતી ત્યારે ત્યારે તે ત્યાંથી આવીને રાજપૂતોમાં શામિલ થતો. બે મહિના પછી એક દિવસ સન્ધ્યા સમય પહેલાં અમ્બાલિકા અને વિલાસકુમારી કિલ્લાની પાસે નદીને કિનારે ઉભી

ઉભી વાતો કરી રહી હતી. અમ્બાલિકા કહેતી હતી–' મને કહે કે કયે દિવસ અહીંથી નાથદ્વારા જઇશું. મેં ઘણી મુશ્કેલથી મહારાણીને રાજી કર્યા છે, કિન્તુ તું વ્યર્થ વિલંબ કરી રહી છે. સખી ! તને હું પ્રાર્થના કરૂં છું કે તું હવે અહીંથી શીઘ્ર ચાલ.'

' તું કેટલાક દિવસ રહે. જોઇએ તો ખરાં કે યવનયુદ્ધનું શું પરિણામ આવે છે ! '

' તું તો યુદ્ધ કરવાની નથીને? તો પછી વ્યર્થ અહીં રહેવાથી શું લાભ ? '

' તું શું એમ સમજે છે કે શ્રીનાથજીના મંદિરમાં જઇ સંન્યાસિની બનવાથીજ તારૂં સર્વ દુઃખ દૂર થઈ જશે ? '

અમ્બાલિકાએ દીર્ઘશ્વાસ લઇને કહ્યું–'સખી ! મેં સાંભળ્યું છે કે તે સ્થાનમાં રાધા–શ્યામના પવિત્ર પ્રેમની ધારા અખંડ વહે છે; ત્યાં શોક–દુઃખ વ્યાપતાં નથી. ત્યાં જવાથીજ લોકો પોતે પોતાને ભૂલી જાય છે–એમ સાંભળ્યું છે.

' સખી ! અકળાઇશ નહિ. તારી સર્વ ઇચ્છાઓ પૂર્ણ થશે ! આ શું ? આ કોલાહલ શાનો ? '

એકાએક પાસેના કિલ્લામાંથી કોલાહલનો અવાજ સંભળાયો. સૈનિકોના ભીષણ શબ્દો અને સ્ત્રીઓના આર્તરવ તથા તલ્વારોના ઝણઝણાટ સંભળાવા લાગ્યા. વિલાસકુમારીએ ગભરાઇને કહ્યું–'મુસલમાની ફોજે કિલ્લા ઉપર ચડાઇ કરી છે. ચાલ, રાજકુમારી ! આપણે પણ ત્યાં જઇએ. જોઇએ કે વિજયપાળ આપણી કેવી રીતે રક્ષા કરે છે.'

અમ્બાલિકાએ કહ્યું–' એવા દુસ્સાહસની કાંઇ જરૂર નથી. જો મુસલમાનો આપણી ઉપર તૂટી પડે તો આપણી કોણ રક્ષા કરે ? '

વિલાસકુમારીએ એક તીક્ષ્ણ છૂરી પોતાનાં કપડાંઓમાંથી બહાર કાઢી અમ્બાલિકાના હાથમાં આપી, અને તેનો હાથ પકડી આગળ વધી કહેવા લાગી–'આ જો, કિલ્લાની સેના ઉન્મત્ત થઇ અહીં તહીં દોડી રહી છે. અને આ શું ? કિલ્લાની દક્ષિણ તરફ જરા આંખ ઉઘાડીને જો. વિજયપાળ વિના યુદ્ધે કેદી થઇ શૃંખલાબદ્ધ જંગલી પાડાની પેઠે બરાડા પાડી રહ્યો છે. '

ખરેખર વિજયપાળ વિના યુદ્ધે ગિરફ્તાર થઇ ગયો હતો. તેની કોઇને ખબર નહોતી. અચાનક આજે મુસલમાની ફોજે કિલ્લા ઉપર આક્રમણ કર્યું હતું. સર્વ રાજપૂત સૈનિકો નિશ્ચેષ્ટ અને નિશ્ચિંત હતા. વિજયપાળ પણ ખૂબ અફીણ ખાઇ એક પલંગ બીછાવી તે ઉપર

ઊંઘતો હતો. તેને આ વખતે કોઇ વાતની ચિંતા નહોતી. ભર-નિદ્રામાં તે એક અપૂર્વ સ્વપ્ન જોઈ રહ્યો હતો—તે દૈવબળથી જાણી ગયો હતો કે યવન સેનાપતિ આજ ફોજ લઇને કિલ્લા ઉપર આક્રમણ કરશે. તેથી તેણે મનમાં ને મનમાં નિશ્ચિત કર્યું છે કે તે અસાધારણ વીરત્વ દેખાડી સર્વને—વિશેષતઃ સ્ત્રીઓને આશ્ચર્ય પમાડી દેશે. પછી થોડીવારે યવન સેના પહાડની સપાટી ઉપર દેખાવા લાગી તે વખતે તે રમણીઓની પાસે જઇ સગર્વ કહેવા લાગ્યો—'આજે તમે જોશો કે વિજયપાળ કેવો મોટો વીર છે! તે દિવસ પ્રારબ્ધવશાત્ તે ખેડુતથી હાર પામવાને લીધે તમે મારી ઘણી મશ્કરી કરી હતી; કિન્તુ આજ જોઇ શકશો કે હું એકલોજ હજારો શત્રુઓનો વધ કરીશ—'સ્ત્રીઓએ કહ્યું—તમે એકલા એટલા બધા શત્રુઓનો વધ કેવી રીતે કરી શકશો? કાંઇ અફીણના ઘેનમાં તમે સ્વપ્ન તો નથી જોતા?' અભિમાન પૂર્વક છાતી ઠોકીને કહ્યું—'હમણાં દેખી શકશો! આ પહાડની નીચે નિહાળીને જુઓ. કેટલી યવન ફોજ પહાડ ઉપર ચઢી રહી છે. એટલા બધા લોકોની સાથે એકલાએ યુદ્ધ કરવું, એ વિજયપાળનું કામ નથી, આ ખેડુત યુવકને સાથે લઇ જાઓ. અમ્બાલિકાના મનનો ભાવ સમજીને તેણે હસતાં હસતાં કહ્યું—' કાળાપહાડ સ્ત્રીઓના ભુલ-વામાં નહિ આવે. હમણાં જણાશે કે કોણ જયમાળ—પામે છે?! એટલું કહી તે તલ્વાર હાથમાં લઇ કિલ્લામાં આવવાના રસ્તા ઉપર વૃક્ષની પછવાડે છૂપાઇ વિચાર કરવા લાગ્યો—' આ ન્હાના માર્ગેથી એક સાથે કેટલાક મુસલમાનો ઉપર ચડશે? જેમ જેમ એક એક સિપાઇ ઉપર ચડશે તેમ તેમ વૃક્ષની ઓથે રહી તેમનું હું માથું કાપતો જઇશ!'

આ વખતે વિજયપાળના અફીણના નિશાની સુખનિદ્રા જો તૂટી ગઇ હોત તો તે જાણી શકત કે તેનું સ્વપ્ન અસત્ય નહોતું. ખરે-ખર ચાર મુસલમાનોએ ચુપચાપ તેના પલંગની પાસે ઉભા રહી તથા તેના લાંબા શરીરને નિશ્ચેષ્ટ અને નિદ્રાધીન જોઇ અંદરો અંદર કાંઇક નેત્રસંકેત કર્યો. એક જણે પલંગ ઉપરથી તેની તલ્વાર ઉપાડી લીધી. બીજાએ તેના પગ લોઢાની મજબુત સાંકળથી પલંગ સાથે બાંધી દીધા. ત્રીજાએ સાવધાનીથી તેના બન્ને હાથ એકત્ર કરી બાંધી દીધા અને તેના ગળામાં સાંકળ નાંખી પલંગની ચારે તરફ વીંટી દીધી. વિજયપાળનું સ્વપ્ન તો પહેલાંની પેઠે ચાલતુંજ હતું—જાણે એક મુસલમાન તે પછી તેની પાસેથી પહાડ ઉપર ચડી આવ્યો, તેને

મારવા માટે પોતે તલ્વાર ઉપાડવા હાથ લંબાવ્યો કિન્તુ તલ્વાર ત્યાં ક્યાં છે ? તેના હાથ તો ખાલી છે અને તે ઉંચા પણ થતા નથી ! એટલામાં બે, ચાર, દશ, મુસલમાનો કિલ્લા તરફ દોડયા. શું કરે ? વિજયપાળ દોડીને જાય પણ આ શું? પગ તો આગળ વધતા નથી ! પગમાં કોઇએ બેડીઓ પહેરાવી દીધી છે ! ગળામાં આ શું બાંધ્યું છે ? છાતી ઉપર આ બોજો કોણે મૂક્યો છે ? વિજયપાળની નિદ્રા તૂટી ગઇ. સ્ત્રીઓનો આર્ત્તરવ અને સેનાનો કોલાહલ સંભળાવા લાગ્યો. તેણે ક્રોધથી લાલ થએલી આંખો ઉંચી કરીને જોયું તો કિલ્લાની ચારે તરફ યવન ફોજ વિંટાઇ વળી છે અને તેના પલંગની આસપાસ ચાર મુસલમાનો ઉભા ઉભા હસી રહ્યા છે !

'મારી તલ્વાર ક્યાં છે ?' એમ બોલતો વિજયપાળ ઉઠવાની ચેષ્ટા કરવા લાગ્યો.

એક જણે હસતાં હસતાં કહ્યું–'બોલ્યા વિના પડયો રહે કાફિર ! તું સાંકળથી જકડાએલો છે !'

ક્રોધ અને આશ્ચર્યના વિલક્ષણ સંમિશ્રણથી વિજયપાળે કહ્યું– 'દુષ્ટ યવનો ! મારી સાથે તમે દગો કર્યો ! મારા હાથમાં તલ્વાર આપી જો હિમ્મત હોય તો મારી સાથે યુદ્ધ કરો.'

'તારી યુદ્ધથી ખ્વાહિશ હમણાં શાન્ત થઇ જશે.' એમ કહી એક જણે તેને મારવા માટે તલ્વાર ઉપાડી. તેથી એક બીજાએ તેનો હાથ પકડીને કહ્યું–'વીરને મારવો ઉચિત નથી. જો મારવો હોય તો તેના હાથ છોડી નાંખી તેને તલ્વાર આપવી. સાંભળ, કાફિર વીર ! અમે તારી ઉપર રહમ કરીને તને એકવાર છોડીએ. પણ તારે વ્યર્થ ગડબડાટ ન મચાવવો.'

'પાપી યવનો ! હું તમારી દયા ઇચ્છતો નથી ! તલ્વાર આપી મારી સાથે તમે યુદ્ધ કરો અને જો મારી સાથે યુદ્ધ કરવાથી ડરતા હો તો મારી તલ્વાર પાછી આપી દો. હું એકવાર ત્યાં જાઉં કે જ્યાં સ્ત્રીઓ રૂદન કરી રહી છે.'

'ફરીને કહું છું કે ગડબડાટ ન મચાવ, નહિ તો પ્રાણ ખોઇ બેસીશ.'

વિજયપાળે દાંતતળે અધરોષ્ઠ દબાવી કહ્યું–'દુષ્ટો ! તમે શું કહો છો ? યુદ્ધ ન કરૂં, તમને જહન્નમમાં ન મોકલું અને સાથે શોર પણ ન મચાવું ! ઠીક, યવનો ! શું ત્યારે તમારી એવી ઇચ્છા છે કે સાંકળથી જકડાએલી સ્થિતિમાં મારે અહીંજ પડયા રહેવું ? સાંભળો.

નામર્દો ! જ્યાં સુધી તમે મને નહિ છોડો ત્યાં સુધી હું શોર મચાવીશ અને આ પહાડને વિદીર્ણ કરીશ.'

ત્યારે મુસલમાનો હસવા લાગ્યા. વિજયપાળ જોરથી પોતાના સૈનિકોને કહેવા લાગ્યો—' વીરવરો ! તમે જલ્દી આવીને મને છોડાવો. હું છૂટીશ કે તરતજ મુસલમાન સેનાને જહન્નમમાં મોકલી આપણા અપમાનનો બદલો લઇશ.'

આ અવાજ કોઇએ સાંભળ્યો નહિ અને કોઇ આવ્યું પણ નહિ. કાળાપહાડનો પહાડ ભેદી અવાજ અને સ્ત્રીઓના આર્તનાદ મુસલમાનોના ઉન્મત્ત સ્વરમાં વિલીન થઇ ગયો.

અમ્બાલિકાએ કહ્યું—' ચાલ સખી ! હવે અહીં વિલંબ કરવાની જરૂર નથી. આ જો, એક મુસલમાન આ તરફ ચાલ્યો આવે છે.'

' તે મુસલમાન નથી, સખી ! તે મુસલમાન વેશધારી હિન્દુ છે !'

એક મુસલમાન વેશધારી હિન્દુ તેમની પાસે આવ્યો; અમ્બાલિકાના હાથમાંની છૂરી જમીન ઉપર પડી ગઇ. તેનું શરીર કંપિત થયું. તે યવન વેશધારી હિન્દુ જેસલમેરનો રાજકુમાર કેસરીસિંહ છે, એમ તેની ખાત્રી થઈ.

કેસરીસિંહે કહ્યું—' રાજનંદિની ! હજુ પણ તું મારી વાત માની લેવા રાજી થાય તો હું મારી ભીષણ ઇચ્છાનો પરિત્યાગ કરૂં.'

' શું તમેજ આ મુસલમાની ફોજને સાથે લઇને અહીં આવ્યા છો ?' વિલાસકુમારીએ આશ્ચર્યથી પૂછ્યું.

કેસરીસિંહે વિકટ હાસ્ય કરતાં કહ્યું—' જવાબ અમ્બરની રાજકુમારીને પૂછો. મેં મારી આ વિકટ પ્રતિજ્ઞા બહુ દિવસ પહેલાં રાજકુમારીને જણાવી દીધી હતી.'

અમ્બાલિકાએ કહ્યું—' તો શું હજુ પણ તને આશા છે કે—અમ્બર રાજકુમારી તારા જેવા પિશાચની સાથે વિવાહ કરશે ?'

' તો શું મારે મારૂં પૈશાચિક મત આગળ ચાલવા દેવું ? અરે, હુસેનઅલી ! ખુદાદાદ ! પીરબખ્શ ! તમે લોકો જે રમણીને ખોળી રહ્યા છો તે તો અહીં છે. પાલખી લઇને શીઘ્ર અહીં આવો.'

અવાજની સાથેજ કેટલાક મુસલમાનો ત્યાં દોડી આવ્યા અને તેમણે રાજકુમારીને ઘેરી લીધી. કેસરીસિંહે તે રાક્ષસ દળ-વેષ્ટિત સુરસુન્દરી અપાર્થિવ દેવમૂર્તિની તરફ એકવાર જોઇને લશ્કરને કહ્યું કે—' હવે મારી પ્રતિજ્ઞા પૂરી થઇ. જુઓ, આ રમણી નાસી જાય નહિ ! હું હમણાં તમારા નવાબની પાસે જઇ તેમને આ ખુશ ખબર કહી સંભળાવું છું.'

## ( ૨૮ ) શયતાની.

પહાડની નીચે કિલ્લાથી બે કોસ દૂર એક નિર્જન રસ્તેથી કેટલાક બોધ લોકો એક પાલખી લઈને જતા હતા. પાલખીની સાથે થોડું પાયદળ લશ્કર અને એક ઘોડેસવાર હતો. ઘોડેસવાર પાઠકોનો પૂર્વ પરિચિત પીરબખ્શ હતો. પાલખીની અંદર અમ્બાલિકા અને વિલાસકુમારી હતાં. હજુ રાત બહુ ગઈ ન હતી. કૃષ્ણપક્ષની સપ્તમીની અર્ધરાત્રી પછીની રોશની ચારે તરફ પ્રસરી રહી હતી.

વિલાસકુમારીએ પાલખીનો પડદો દૂર કરીને પીરબખ્શને કહ્યું ' ખાં સાહેબ! મારી પોતાની ઇચ્છાથી તમારી સાથે આવવાને લીધે તમને મારી ઉપર સન્દેહ ઉત્પન્ન થયો હશે, અથવા કુળસમુદાય છોડીને નાસી આવવાથી તમે મને કુલટા ધારતા હશો; કિન્તુ એકવાર પ્રેમી પુરુષને જોતાંજ સ્ત્રીઓની પ્રેમલાલસા એટલી બલવતી થાય છે કે તે પોતાના પ્રેમીને પોતાના મન-પ્રાણ સમર્પણ કરી દે છે. આ વાત તો તમે જાણતાજ હશો!'

પીરબખ્શે ગદ્ગદ ગદિત સ્વરે ઉત્તર આપ્યો—' બીબીજાન! હું સારી રીતે જાણું છું કે સ્ત્રીઓનો પ્રેમ એ કેવી ચીજ છે. તમારી બાબામાં તેને ઇશ્ક કહું છું. તમને વધારે શું કહું મગર બીબીજાન! મારા મગજમાં, મારા હૃદયમાં, મારી રગેરગમાં સર્વત્ર ઇશ્ક ભરેલો છે. એ ઇશ્કની ખાતરી—'

' ખાં સાહેબ! તમારે કેટલી બીબિયો છે?'

' ફક્ત ત્રણ બીબિયો છે; લેકિન તેનાથી તમારે કાંઈ ફીકર કરવી નહિ. તે સર્વે તમારી દાસીઓ બની રહેશે, તમારાં પગ દાબશે, તમારી વેણી ગુંથશે અને તમારા ચરણે મેંદી લગાવશે. સર્વ રીતે તમારી ખિદમત કરશે.'

' એ સર્વે ગોસ્ત ખાતી હશે માટે હું તેમની સાથે નહિ રહી શકું! હા, પણ તમારી નેક નજર રહેવાથી મને કાંઇ ડર રહેશે નહિ. ઠીક, પણ આપણા નિકાહ ક્યારે થશે?'

" કાલે સવારમાંજ તમારી બ્હેનપણીને નવાબ સાહેબના તંબુમાં પહોંચાડી, તમને લઈને હું મસજિદમાં જઈશ, ત્યાં તમને કલમા પઢાવવમાં આવશે."

' નવાબ સાહેબનો તંબુ ક્યાં છે? આપણે કેટલી વારે ત્યાં જઈ પહોંચીશું?'

'બહુ દૂર નથી. અહીંથી કેટલેક છેટે પાલી નામક એક ગામ છે. નવાબ સાહેબ આ વખતે ત્યાં છે.'

'અને જો માર્ગમાંજ કિલ્લાની સેના આપણી ઉપર આક્રમણ કરી મને આપની પાસેથી લઇ જાય તો?'

'બીબીજાન! હવે તેનો કાંઇ ડર નથી. અમે જુદે માર્ગે પ્રયાણ કર્યું છે.'

'તમારા નવાબ સાહેબનું નામ શું છે?'

'નવાબ અફજલખાં.'

એકાએક વિલાસકુમારીનું મુખમણ્ડલ લાલ થઇ ગયું. તેણે કેટલીકવાર વિચાર કરીને કહ્યું–'ખાં સાહેબ! મને બહુ તરસ લાગી છે. શું અહીં ક્યાંઇ પાણી નહિ મળી શકે?'

'હું હમણાં તમને પાણી લાવી આપું છું. વળી જો કાંઇ ખાવાની ઇચ્છા હોય તોપણ કહેજો.'

'છિત્! છિત!!'

'પીરબખ્શે જરા સંદિગ્ધ થઇને કહ્યું–'આ શું કહો છો? તમારી સાથે મારા નિકાહ થવામાં હવે શું કાંઇ શક છે?'

'હજુ તો તમારી સાથે મારા નિકાહ થયા નથીને? નિકાહ પહેલાં હું મુસલમાનના હાથનું પાણી કેવી રીતે પીઉં? કાલે સવારે જ્યારે તમે કલ્મા પઢાવી મારી સાથે નિકાહ કરશો ત્યારે તમે મને જેમ કહેશો તેમ હું કરીશ. કિન્તુ—'

'નહિ, બીબીજાન! હવે વધારે કહેવાની જરૂર નથી. મારી ભૂલ થઇ હતી. પણ અરે, અહીં કોઇ હિન્દુ નથી. કોણ પાણી લાવી દેશે?'

"આ જુઓ, સામે તળાવ દેખાય છે, તમે મને ત્યાં લઇ ચાલો અને પાણી પીવરાવી પાછી લાવો.'

વિલાસકુમારીએ અમ્બાલિકાના કાનમાં કાંઇક કહ્યું, પીરબખ્શ ભોઇ લોકોને અને પહેરેગીરોને ત્યાં ઉભા રહેવાનું કહી વિલાસકુમારીને પાણી પીવરાવવા સારૂ તળાવની તરફ ચાલ્યો.

પ્રકૃતિ રજનીદેવી સ્થિર, ગંભીર અને નીરવ છે. તળાવમાં પડતાં ચંદ્રમાનાં કિરણો અજબ સૌંદર્ય ખડું કરે છે. તળાવનું પ્રાકૃતિક દશ્ય જોઇને વિલાસકુમારીએ કહ્યું–'હાથ વડે શી રીતે પાણી પીવાશે? તમે મને તળાવમાંથી એક કમળનું પત્ર તોડીને લાવી આપો; હું તેના વડે પાણી પીશ. અહીં કાંઇ વધારે જળ જણાતું નથી.'

'અને વધારે પાણી હોય તો પણ હું તરીને ત્યાં જઇશ. અગ્નિમાં, પાણીમાં, આકાશમાં, પાતાળમાં, સર્વત્ર એ બીબીજાન ! તમારે માટે આ ગુલામ ક્યાંઇ પણ જવામાં ઇનકાર કરશે નહિ.'

વિલાસકુમારીએ કહ્યું–' નહિ, તમે ઘોડા ઉપરથી ઉતરશો નહિ. હું તમારા ઘોડાની લગામ પકડી રાખું છું. તમે ધીરે ધીરે પાંદડું તોડી લ્યો અને આ જે અર્દ્ધવિકસિત કમળફૂલ લજ્જાથી શિર ઝુકાવી રહ્યું છે, તેને પણ તોડી લાવો. પણ સંભાળજો, કમળ તોડતી વખતે તમારા હાથમાં કાંટો વાગી જાય નહિ !'

વિલાસકુમારીએ ઘોડાની લગામ પકડી રાખી. પીરબખ્શે પ્રેમ પૂર્વક બીબીજાનના મોઢા તરફ જોઇ, ઘોડા ઉપરથી નીચે નમી ફૂલ તોડી લીધું. તે પછી પાંદડું તોડવા સારૂ તે વધારે નીચો નમ્યો. તે વખતે વિલાસકુમારીએ તેની ગર્દન ઉપર એક લાત મારી. તત્કાળ તે ગહન જળમાં પડી ગયો અને ક્રોધથી બોલી ઉઠયો–' હા, શયતાની !'

જોત જોતામાં વિલાસકુમારી પીરબખ્શના ઘોડા ઉપર સવાર થઇ કિલ્લા તરફ રવાના થઇ ગઇ અને જ્યાંથી વિલાસકુમારી એક વાર ખેડુત યુવકને લઇ પહાડ ઉપર ચઢી હતી, ત્યાં પહોંચી તેણે ઘોડો ઉભો રાખ્યો. વાંચકોના સ્મરણમાં હશે કે–અહીં શાલ્મલી વૃક્ષની ડાળી ઉપર તેનો પુરુષોચિત પોશાક હતો. વિલાસકુમારી પુરૂષનો વેશ ધારણ કરી પુનઃ ઘોડા ઉપર સવાર થઇ આગળ ચાલી. કેટલેક દૂર–આગળ–ગયા પછી તેણે જોયું કે તે પહાડી રસ્તામાં લોહીની ધારાઓ વહી રહી છે. જ્યાં ત્યાં મુડદાંઓની લાશો અને કપાએલાં મસ્તકો પડયાં છે. જેમ જેમ તે આગળ વધતી ગઇ, તેમ તેમ લાશોના ઢગલાઓ ઘોડાનો માર્ગ રોકવા લાગ્યા. સામે થોડી લાશોનો એક પહાડ થએલો છે. આટલા મુસલમાનોને કોણે માર્યા હશે ? અને આ શું ? આ મુડદાંઓની વચ્ચે તે દૈવીકાન્તિવાળો મુસલમાન ફકીર કેમ બેઠો છે ? વિલાસકુમારીનું હૃદય ધડકવા લાગ્યું. તેણે જોયું કે તે ફકીર એક બેહોશ શરીરને ખોળામાં લઇ તેને ઔષધી લગાવી રહ્યો છે. કેટલીક વાર પછી તે લાશ શુદ્ધિમાં આવી અને તેણે આંખ ખોલી. ફકીરે તે અર્ધ ખુલ્લી આંખવાળા યુવકની આંખ સામે તર્જની ધુમાવી મધુર અને ઉંચે સ્વરે કહ્યું–' ઉઠ બચ્ચા ! હજુ તું જીવે છે !'

તે અમૃતમય કણ્ઠસ્વરથી ચેતના પામી તે અચૈતન્ય મનુષ્ય ઉઠીને ઉભો થયો. આશ્ચર્ય ઉપર આશ્ચર્ય ! આ તો તેજ ખેડુત યુવક છે !!

યુવકે કહ્યું–' મહાશય ! સમજું છું કે આપ આ યવન–યુદ્ધમાં મારા પ્રાણ ગયા જોઇને મને સજીવન કરવા માટેજ અહીં પધાર્યા છો.'

ફકીરે ઉત્તર આપ્યો–' બેટા ! મનુષ્યની શું તાકાત છે કે તે કોઇના મૃતદેહમાં જીવન મૂકી શકે ? મેં કેવળ તને ગાઢ નિદ્રામાંથી જગાડયો છે. તું કિલ્લા ઉપર મુસલમાનોની ચડાઇના ખબર સાંભળતાંજ જ્યારે મારી મના હોવા છતાં પણ દોડી આવ્યો ત્યારે મારા મનમાં સન્દેહ થયો. તેથી તારી પાછળ પાછળ મેં અહીં આવીને જોયું કે આ મુડદાંઓમાં તું પણ બેહોશ થઇ પડેલો છે.'

યુવકે કહ્યું—" જ્યારે કૃપા કરી આપે આ જીવન બચાવ્યું છે, ત્યારે કહો કે હવે તેને કયા કામમાં લેવાનો આપનો વિચાર છે. જલ્દી બતાવો, શત્રુ પાલખી લઇને કઇ દિશા તરફ ગયા છે ?'

વિલાસકુમારીએ આગળ વધીને કહ્યું–' દુષ્ટ મુસલમાનો અંબાલિકાને ક્યાં લઇ ગયા છે, તે હું બતાવી શકીશ. હું ગુરુદેવના આશીર્વાદથી સર્વ ઘટના જાણીને ચતુરાઇથી કિલ્લામા ખબર દેવા જતી હતી.'

યુવકે આનન્દ અને આશ્ચર્યથી વિલાસકુમારીનું મુખમણ્ડળ નિહાળીને કહ્યું–' ત્યારે ચાલો, દેવી ! મને પુનઃ યવન–યુદ્ધનો માર્ગ એકવાર દેખાડો.'

---

## (૨૯) કેસરી અને શૃગાલ.

પીરબખ્શે પાણીમાંથી બહાર નીકળીને જોયું તો તેનો ઘોડો અને બીબીજાન બન્ને પલાયન કરી ગયાં છે ! હૃદયની નિરાશા અને ગળાની વેદનાથી દીર્ઘશ્વાસ ખેંચી, તે ઘોડેશ્વાર શયતાનીને ગાળો દેતો દેતો પાલખીની પાસે આવી પોતાના સાથીઓને કહેવા લાગ્યો–'હવે આપણે બની શકે તેટલી ત્વરાથી આ કાફિર–સુન્દરીને લઇ નવાબ સાહેબના તંબુમાં જવું જોઇએ ! નહીં તો ખુદા જાણે આપણી કેવી એ દુર્દશા થશે. હાય ! હાય ! આવી શયતાન જેવી સ્ત્રી તો મેં સ્વપ્નમાં પણ દેખી નહોતી !'

રાત વીતી ગઇ. પાલખી મુસલમાન છાવણીની સામે આવી પહોંચી. અમ્બાલિકા વિચાર કરવા લાગી કે–'હવે શું કરવું ?' વિલાસકુમારીએ પાલખીમાંથી નીકળી પીરબખ્શની સાથે જતી વખતે કહ્યું હતું કે–'ઘણીજ ત્વરાથી કિલ્લામાં જઇ, સર્વ ઘટનાનો ઉલ્લેખ કરી રસ્તામાંજ તને મુક્ત કરીશ. કિન્તુ હજુ સુધી તો કોઇ આવતું જણાતું

નથી. હવે પ્રાણ આપ્યા સિવાય ધર્મસંરક્ષણનો બીજો કોઇ ઉપાય નથી. તેણે છૂરી હાથમાં લઇ, ઉંચે નજર કરી કહ્યું–' ભગવાન્ ! મેં સાંભળ્યું છે કે આત્મહત્યા એ મહાપાપ છે; કિન્તુ પ્રભુ ! યવનોના હાથથી બચવાનો તો બીજો કોઇ ઉપાય તમે દેખાડતા નથી ! '

કોઇએ જોરથી પાલખીનાં દ્વાર ખોલી દીધાં. અમ્બાલિકાએ કંપિત થઇ જોયું કે–કેસરીસિંહની બાજુમાં ઉભેલો એક વિકટાકાર યવન હસી રહ્યો છે. કેસરીસિંહે ઉચ્ચ સ્વરથી કહ્યું–' યવન સેનાપતિ ! શું ખરેખર વિધાતાએ નરકમાં નાંખવા સારૂજ આ પારિજાતકનું સુગંધિત પુષ્પ પેદા કર્યું હતું ? '

યવન સેનાપતિ અફજલખાંએ કેસરીસિંહની વાતની મતલબ નહિ સમજતાં જવાબ દીધો–' ખરેખર હું આપનો સદા કૃતજ્ઞ રહીશ. હું બાદશાહને કહીને આપને યોગ્ય પુરસ્કાર—'

કેસરીસિંહે વિકટ હાસ્ય કરીને વચમાંજ કહ્યું–' પુરસ્કાર ? યવન સેનાપતિ ! જો પુરસ્કાર આપવાની ઇચ્છાજ હોય તો તે આ વખતે આ સુરસુન્દરીની સામેજ મને આપી દો. તમારી આ છાવણીમાં કેટલા સિપાઇઓ છે ? '

' માત્ર બસો. બાકીના સિપાઇઓ આપની સાથે પહાડી કિલ્લા ઉપર આક્રમણ કરવા સારૂ મોકલ્યા હતા, તે હજુ સુધી પાછા આવ્યા નથી. આપ આવી વાત કેમ પૂછો છો ? '

' અફજલખાં ! બસો શૃગાલોની સાથે એકલા કેસરીનું યુદ્ધ તમે કદી જોયું છે ? '

' નહીં', પણ આપની આ વાત હું જરા પણ સમજતો નથી.'

કેસરીએ મ્યાનમાંથી તલ્વાર કાઢી એક હાથમાં પકડી અને બીજા હાથે અફજલની ગરદન પકડી ક્ષુધાર્ત્ત સિંહની માફક ગર્જના કરીને બોલ્યો–' આવો, આવો, શૃગાલો ! આજ તમે સર્વ લોકો એક સાથે આવી કેસરીના બળની પરીક્ષા કરો. નહિ તો આ જુઓ– કેસરી તમારા સેનાપતિની છાતી વિદીર્ણ કરે છે.'

કેસરીસિંહ ઉપર આક્રમણ કરવા માટે જ્યારે ચારે તરફથી સિપાઇઓ દોડયા ત્યારે તેણે અફજલખાંની ગર્દન છોડી દઇને કહ્યું– ' સુરસુન્દરી અમ્બાલિકા ! એક દિવસ હું તને જોઇને તારી પછવાડે પ્રેમઘેલો બન્યો હતો, ક્ષત્રિય વીરોચિત કુલધર્મને મેં તારા રૂપાગ્નિમાં હોમીને ભસ્મ કરી દીધો હતો; કિન્તુ આજ જે અનુતાપાનલથી મારૂં હૃદય દગ્ધ થઇ રહ્યું છે, તેની શાન્તિને માટે આ જો, શૃગાલોને નખાધા-

તથી હણી કેસરી પોતાના પૈશાચિક મત્તનું પ્રાયશ્ચિત્ત કરે છે!'

બસો મુસલમાનોની તલ્વારોની વચ્ચે એક ક્ષત્રિય વીરની તલ્વાર ચક્રની પેઠે ઘુમતી કેટલાકનાં શિર ધડથી જુદાં કરવા લાગી. લાશ ઉપર લાશ પડવા લાગી. રૂધિરની નદી વહેવા માંડી. પરંતુ ક્ષત્રિય વીરની તલ્વાર વિરમતી નથી. આજ જરૂર એકલો કેસરી સમગ્ર શૃગાલ-દળનો નાશ કર્યા વિના શાન્ત થશે નહિ.

એકાએક સામેથી હિન્દુ ફોજનો 'મારો, મારો,' શબ્દ સંભળાયો. કેસરીસિંહે જોયું કે વિજયપાલ અને ખેડુત યુવક કિલ્લાની સેના લઇ સમર-ક્ષેત્ર તરફ દોડતા આવે છે. કેસરીસિંહે વિકૃત સ્વરથી કહ્યું–'તમે દૂર ઉભા રહો. કેસરીને એકલાને આ શૃગાલો સાથે યુદ્ધ કરવા દો.'

વિજયપાળે હસીને જોરથી કહ્યું–'કોની સાથે યુદ્ધ કરશો? આ જુઓ, શૃગાલો સર્વે નાસી જાય છે. હાય! હાય! આજ ખાસ ઇચ્છા હતી કે હાથ પગ બાંધનારાઓ પાસેથી તેનો પૂરેપૂરો બદલો લઇશ; કિન્તુ નાસી જતા શત્રુઓનો વધ કરવો એ ધર્મવિરૂદ્ધ છે!'

કેસરીસિંહે જોયું કે મુસલમાન સેના યુદ્ધ કરવું છોડી દઈ નાસી જાય છે. ક્રોધ અને દુઃખથી ગર્જના કરી તેણે ઉત્તર આપ્યો–'ખરેખર નાસનારાઓને મારવા, એ ક્ષત્રિય ધર્મની વિરૂદ્ધ છે!' તેણે પોતાની તલ્વાર દૂર ફેંકી દીધી અને ખાલી હાથે નાસી જતી સેનાની સામે જઇ હાથ પહોળા કરી તેમનો રસ્તો રોકવા લાગ્યો. તેના ડાબા હાથ ઉપર પ્રહાર થતાં તે તૂટીને જમીન ઉપર પડ્યો. કેસરીસિંહ તો પણ આડો ફરી જમણો હાથ પસારવા લાગ્યો. આખરે તે પણ કપાઇને નીચે પડ્યો; કિન્તુ કેસરી, શૃગાલો સાથેના યુદ્ધથી પાછો પડ્યો નહિ. તે ચપળતાથી તેમની સામે થઇ તેમના ઉપર પદાઘાત કરવા લાગ્યો. ક્ષણવારમાં છિન્નગ્રીવ કેસરીસિંહનો સુકુમાર વીરદેહ વસુમતી–પૃથ્વીના ખોળામાં આળોટી પડ્યો. કેસરી શૃગાલનું યુદ્ધ સમાપ્ત થયું. ક્ષત્રિય રાજકુમારના ભીષણ પાપનું ભીષણ પ્રાયશ્ચિત્ત થયું. હિન્દુવીર સમર ભૂમિમાં નશ્વર નરદેહનું વિસર્જન કરી અનન્તધામમાં ચાલ્યો ગયો.



## (૩૦) કાફિર નારી.

અફજલખાંએ બહુજ દૂર ગયા પછી એકવાર પાછા ફરીને જોયું તો કેવળ એક ઘોડેસવાર તેની પુંઠ પકડી રહ્યો છે, એમ દેખાયું. ખાં સાહેબે વિચાર્યું કે એકવાર અતિશય દોડીને પોતાના અમૂલ્ય પ્રાણ

બચાવવા; કિન્તુ ઘોડેસવારનું મોઢું જોઇને તેના મનમાં કાંઇક હિંમત આવી. તેણે જોયું કે તે એક બાળક છે. બાળકની સાથે લડવામાં તેને વિશેષ ડર જણાયો નહિ. કિન્તુ બાળકની સહાયતાને માટે બીજી તરફથી કોઈ આવતું તો નથીને ? ખાંસાહેબે ચારે તરફ બારિક નજરે જોયું, તો ક્યાંઇ કોઇ જણાયું નહિ. જોતજોતામાં બાળક પાસે આવ્યો. અફજલખાંએ કહ્યુ–' કાફિર બાળક ! વ્યર્થ મારા હાથમાં પ્રાણ આપવાને માટે કેમ આવ્યો ? '

તે આવનારે ઉત્તર આપ્યો–" મૂર્ખ ! આ બાળક નથી, બરાબર આંખ ઉઘાડીને જો, હું સ્ત્રી છું ! " કાફિર બાળકે પાઘડી ઉતારી ફેંકી દીધી. કાળામેઘમાં પૌર્ણિમાના ચંદ્ર પ્રમાણે ચંચળ ચિકુરદામની અંદર કામિનીનું કમનીય મુખ દેખાયું. તે સ્ત્રી બીજી કોઇ નહિ, પણ વિલાસકુમારીજ હતી. તેણે અફજલખાંને કહ્યું–' દાનવ–સેનાપતિ ; હવે ઓળખી લે કે હું કોણ છું ? '

ભય અને વિસ્મયથી તે ભુવનમોહિની સુરેશ્વરરૂપિણી સુખકાન્તિ જોઇને દાનવ સેનાપતિએ ઉદાસ મુખ અને વિકૃત સ્વરથી ઉત્તર આપ્યો–' અહા ! તું તો વિક્રમસિંહની કન્યા છે ! '

વિલાસકુમારીએ ઝડપ મારીને એક હાથથી અફજલખાંના શિરના કેશ પકડી બીજા હાથથી તલ્વાર ઉઠાવી કહ્યું–' વિક્રમસિંહની કન્યા આજ પિતૃઘાતકના લોહીથી પરલોકગત પિતૃદેવનું તર્પણ કરશે. જો શક્તિ હોય તો તારો બચવાનો ઉપાય કર ! '

અફજલખાંએ એક હાથથી વિલાસકુમારીને બરાબર લક્ષીને તલ્વાર ચલાવી; કિન્તુ તેની તલ્વાર વિલાસકુમારીના ગળા ઉપર પડતાં પહેલાં, તેનું કપાએલું શિર વિલાસકુમારીના હાથમાં લટકવા લાગ્યું. એક મુહુર્ત પછી આજનું કેસરી અને શૃગાલોનું અપૂર્વ યુદ્ધ સમાપ્ત થયું. હિન્દુ વીરોએ જોયું કે સામેથી અશ્વપૃષ્ઠ ઉપર નિશુંભનાશિની દેવી જેવી દૈત્યરૂધિર લોહિત–ભીષણકૃપાણ અને દાનવનું કપાએલું મુંડ હાથમાં લઇ શોણિતાંકિત–કલેવરા આલુલાયિતકુન્તલા રમણી પોતાની તરફ ચાલી આવે છે.

## (૩૧) ચિર-સન્યાસ.

બીજે દિવસ સવારે વિજયપાળ, અમ્બાલિકા અને વિલાસકુમારીને સાથે લઈ સેના સહિત માતૃમન્દિરમાં પાછો આવ્યો. ખેડુત-સૈનિકની અતુલનીય વીરત્વ કહાણી ચારે તરફ ફેલાઇ ગઇ. આજ પહાડી કિલ્લામાં એ અજાતશ્મશ્રુ તરુણ સૈનિકની ચર્ચા સિવાય બીજી કાંઇ વાતજ થતી નથી. સર્વ લોકો તેજ વાતનો વિચાર કરે છે કે—'આ વીર બાળક કોણ છે અને ક્યાંથી આવ્યો છે?'

એક જણે કહ્યું—'તેણે પૂર્વજન્મમાં કોઇ સુવિખ્યાત રાજવંશમાં જન્મ લીધો હતો; પણ કોઇ બ્રાહ્મણના શાપથી આ વખતે આવા હીનકુળમાં ઉત્પન્ન થયો છે!'

બીજાએ કહ્યું—'ના, ના! તમારા લોકોમાં આ મોટો દોષ છે. વિના સમજે અફીણના ઘેનમાં જે મનમાં આવે છે તે કહી નાંખો છો. જો તેની ખરેખરી હકીકત જાણવા ચહાતા હો તો મારી વાત સાંભળો. જે દિવસે આ યુવક કુમાર વિજયપાળને હરાવી ઝુંડો હાથમાં લઇ મન્દિરની ટેકરી ઉપરથી નીચે ઉતર્યો તે દિવસેજ હું તેને ઓળખી ગયો. તે મનુષ્ય નથી પણ ભૂતનો છોકરો છે! છળભેદથી અહીં આવી ખેડુતના છોકરા તરીકે જાહેર થયો છે.'

એક વૃદ્ધ મારવાડીએ દાઢી હલાવી હસતાં હસતાં કહ્યું—'તમે બધા બાળક છો, કાંઇ સમજી શકતા નથી. હું તે બુઢા ફકીરને પૂછીને તેનો પરિચય મેળવી શક્યો છું. ફકીરે એક દિવસ સ્વર્ગધામમાં ઇંદ્રની પાસે જઇ ઓરંગજેબને મારી નાંખવા માટે મદદની પ્રાર્થના કરી, તેથી સ્વયં ઇંદ્રદેવે ઇંદ્રલોકથી આ બાળકને મ્લેચ્છવધને માટે મોકલ્યો છે. તે મનુષ્ય નથી, ભૂત-પ્રેત નથી; પણ દેવકુમાર છે!'

વિલાસકુમારી મુગ્ધા-રમણિઓને એકત્ર કરી તે વીર યુવકના વીરત્વની વાતો એક એક કહેવા લાગી. કેવળ એક વીરની તલ્વારથી સેંકડો મ્લેચ્છોનાં શિર જમીનમાં રોળાયાં છે અને અરવલ્લીનો માર્ગ લોહીથી વ્યાપ્ત થઇ ગયો છે. તેમાં અતુલ વીરત્વ અને અલૌકિક સાહસથી યવનોના પંજામાંથી અમ્બરની રાજકુમારીનો ઉદ્ધાર થયો છે, આવો વીર શું કદી કોઇએ જોયો છે? આ માતૃમન્દિરમાં જન્મભૂમિની સેવાને માટે રાજસ્થાનના જે સર્વ રાજવંશભૂત વીરપુરૂષો એકત્ર થયા છે, તેમાં કેટલા જણા આ અજ્ઞાતકુળશીલ, નીચવંશોદ્ભવ સૈનિકની બરોબર છે? વિલાસકુમારીએ દુઃખથી મહારાણી અર-

ન્ધતીની તરફ જોઇને કહ્યું-' પરંતુ ઘણા દુઃખની અને ખેદની વાત છે કે અહીં એવા વીર-યુવકને ઉપયુક્ત પુરસ્કાર મળવો તો દૂર રહ્યો, પરંતુ તેનું સમ્માન પણ કોઇ કરતું નથી !'

મહારાણીએ પૂછ્યું-' એ વીર સૈનિક અત્યારે ક્યાં છે, તે તું જાણે છે ?'

વિલાસકુમારીએ અમ્બાલિકા તરફ એકવાર દૃષ્ટિ કરીને જવાબ આપ્યો-' આ કિલ્લામાં તેને માટે સ્થાન નથી, તેમ તે માર્ગમાંથીજ કાળાપહાડ પાસેથી રજા લઇ ક્યાંઇક ચાલ્યો ગયો છે. જતી વખતે વિજયપાળને તેણે કેટલીક છાની વાતો કહી હતી, તેમને પૂછવાથી સર્વ વાતો આપ જાણી શકશો.'

મહારાણીએ વિજયપાળને બોલાવવા માટે દાસીને આજ્ઞા કરી. દૂરથી સ્ત્રીઓને એકત્રિત થએલી જોઇ વિજયપાળે મનમાં ધાર્યું કે પોતે સાંકળથી બંધાયો હતો તેનો અફસોસ પ્રકાશિત કરવા સ્ત્રીઓએ તેને બોલાવ્યો હશે, કિન્તુ સર્વની આગળ યોધપુરની મહારાણીને ઉભેલી જોઇ તેને કાંઇક વિશ્વાસ આવ્યો. જ્યારે તે પાસે આવ્યો ત્યારે મહારાણીએ પૂછ્યું-' તે તરુણ સૈનિક ક્યાં છે ?'

' તે રસ્તામાંથી એકલોજ ચાલ્યો ગયો છે.'

' શું તમે તેને ઓળખો છો કે તે કોણ છે ?'

' તેને વારંવાર પૂછવા ઉપરથી કેવળ એટલુંજ જાણી શક્યો છું કે મેવાડમાં તેની માત્ર એક દુઃખિની માતા છે. તે પોતાની માતા પાસે પ્રતિજ્ઞા કરીને આવ્યો છે કે-બે વર્ષમાં તે તેની પાસે પાછો આવશે. કાલે બરાબર તેનાં બે વર્ષ પુરાં થશે; તેથી તે અહીં ન આવતાં બારોબાર મેવાડ તરફ ચાલ્યો ગયો છે.'

' તમે પણ મહારાણા જયસિંહને મળવાને માટે ઉદયપુર જશોને ? ત્યાં જાઓ ત્યારે એ વીર યુવકનો પત્તો મેળવજો.'

વિજયપાળે અમ્બાલિકાની તરફ જોઇને હસતાં હસતાં કહ્યું-' હું મારી સાથે તેને અહીંજ લેતો આવીશ, અમ્બર રાજકુમારીને આપ આજ્ઞા કરો કે તે તેને માટે જયમાળા તૈયાર રાખે.'

વિજયપાળ હસતો હસતો ત્યાંથી ઉઠીને બીજી તરફ ચાલ્યો ગયો. અરૂન્ધતીદેવીએ સર્વ રમણીમણ્ડળને કહ્યું-' તમે બંધાય એકવાર અન્તઃપુરમાં જાઓ. વિલાસકુમારી સાથે મારે કેટલીક ગોપનીય-છાની વાતો કરવાની છે.'

સ્ત્રીઓ ચાલી ગઇ. પછી મહારાણીએ કહ્યું-' અમરસિંહને હજી

સુધી અહીં કોઇએ ઓળખ્યો નથી. કુમાર વિજયપાળ પણ તેને ખરેખર ખેડુત-પુત્ર સમજે છે. કિન્તુ હવે જ્યારે તેના અજ્ઞાતવાસનો સમય વીતી ગયો છે ત્યારે તેનો ખરો પરિચય સર્વને કરાવવામાં કાંઇ હાનિ નથી! એમ હું માનું છું.'

'રાણીજી! હજુ થોડા દિવસ ધીરજ ધરો. અમ્બાલિકા તો આ શોકાલય તજી શ્રીનાથદ્વારા જવા માટે તૈયાર થઇ છે અને કેવળ આપની આજ્ઞાની વાટ જોઇ રહી છે!'

'હું સમજું છું કે અમ્બાલિકા શા સારૂ નાથદ્વારા જઇ સંન્યાસ્તાશ્રમ લેવા માટે આટલી બધી અધીરી થઇ છે?'

'રાણીજી! આપ જાણો છો કે તેણે તે કૃષક-સૈનિકને મનથીજ આત્મસમર્પણ કર્યું છે; કિન્તુ તે જાણે છે કે આ નીચ વંશોદ્ભવ યુવકની સાથે તેનો વિવાહ થવો અસંભવિત છે. તે જાણતી નથી કે તે યુવક મેવાડનો રાજકુમાર છે. તેથી તેણે નિશ્ચય કર્યો છે કે ચિર-સંન્યાસવ્રતનું અવલંબન કરી જીંદગી પર્યંત શ્રીનાથદ્વારાના વિષ્ણુ-મન્દિરમાં નિવાસ કરવો. તેની હકીકત આ પ્રમાણે હોવાથી હું આપની પાસે યાચના કરૂં છું કે-અમ્બાલિકાની સાથે મને પણ ત્યાં જવાની આપ આજ્ઞા આપો. અમારા ગયા પછી આપ વિજયપાળને મહારાણાની પાસે મોકલી અમ્બાલિકાની સાથે મેવાડના રાજકુમારના વિવાહનો ઉદ્યોગ કરાવજો. નાથદ્વારામાં અતુલ સમારોહથી મેવાડના યુવરાજની સાથે અમ્બર-રાજકુમારી અમ્બાલિકાનું લગ્નકાર્ય થવું જોઇએ'

"તો હજુ સુધી તું એ છદ્મવેશી સૈનિકનું અમ્બાલિકાને કેમ ઓળખાણ કરાવતી નથી?'

'મહારાણીજી! મેં નિશ્ચય કર્યો છે કે હમણાં અમ્બાલિકાનો પરિચય ન કરાવતાં, વિવાહના થોડા દિવસ અગાઉ હું તેને સર્વ વાત સમજાવી દઇશ. ઘણા દિવસોના દુઃખ પછી જે સુખ આવે છે તે બહુ મીઠું લાગે છે. અમાવાસ્યાની ઘોર અંધારી રાત્રી પછી પ્રકાશ બહુ સુન્દર લાગે છે. લાંબા દિવસોના વિરહ પછી પ્રેમિનું મિલન નારી જીવનને માટે અતુલ સમ્પદ્ છે. વળી બીજી પણ એક વાત છે. રાણીજી મારા ગુરૂદેવ મને કહ્યા કરે છે કે ગૃહસ્થાશ્રમ પહેલાં થોડો વખત સંન્યાસાશ્રમનું શિક્ષણ નારી જીવનને માટે બહુજ જરૂરી છે! ગમે તેમ હોય પણ જે દિવસે આટલા લાંબા અવધિ પછી વિવાહ વખતે અમ્બાલિકા જાણશે કે તે દરિદ્ર નીચવંશોદ્ભવ યુવક, રાજાધિરાજનો તનય છે; તે દિવસ તેના આનંદનું ઠેકાણું રહેશે નહિ!'

'પુત્રી! તારી ઇચ્છા હોય તેમ કર.' આખરે રાણીએ વિલાસકુમારીને અનુમતિ આપી. 'તું કેટલીક દાસીઓ સહિત અમ્બાલિકાને સાથે લઇ નાથદ્વારા જા. તે પછી હું વિવાહનો પ્રબંધ કરવા માટે વિજયપાળને ઉદયપુરમાં મહારાણાની પાસે મોકલું છું.'

'હું અને અમ્બાલિકા બે જણાંજ સંન્યાસાશ્રમમાં જવાનાં છીએ. અમારી સાથે કેવળ એક દાસી હશે તો ચાલશે. વિવાહવિધિ થઇ ગયા પછી અસંખ્ય દાસ-દાસીઓ આપની અમ્બાલિકાની સેવા કરશે.'

અચાનક એક નવી સ્મૃતિ અરૂન્ધતી દેવીના માનસપટ ઉપર અંકિત થઇ. તેણે ચમકીને વિલાસકુમારીના મોઢા તરફ જોઇ કહ્યું—'આજ બહુ દિવસો પહેલાંની એક વાત મને યાદ આવી છે. મેં સાંભળ્યું હતું કે રાણા જયસિંહના પુત્ર અમરસિંહની સાથે સોલંકી સેનાપતિ વિક્રમસિંહની કન્યા દેવયાનીના વિવાહ થયા હતા. જ્યારે ત્યારે મારા મનમાં આવે છે કે તુંજ તે દેવયાની—અમરની પરિણિતા સ્ત્રી છે—અને તારૂંજ બીજું નામ વિલાસકુમારી છે. ફકીરની મસજિદમાં જે દિવસે તારો મેળાપ થયો, તે દિવસે મેં તને આ વાત પૂછી હતી; કિન્તુ તેં કહ્યું હતું કે આ વાત તદ્દન ઉડતી અફવા છે. મારો વિશ્વાસ છે કે તેં તારો પરિચય છુપાવ્યો હતો. હવે મને ખરેખરૂં કહી દે કે તુંજ તે દેવયાની અર્થાત્ અમરની પત્ની છે કે નહિ?'

એકાએક વિલાસકુમારીનાં વિશાળ નેત્રોમાંથી અશ્રુઓ વહેવા લાગ્યાં. તે બે હાથ જોડીને ધ્રુજતી ધ્રુજતી કરૂણ સ્વરે બોલીઃ—'રાણીજી! મારો અપરાધ ક્ષમા કરજો. હું આપની આગળ જુઠું—અસત્ય બોલી હતી. આપનું અનુમાન તદ્દન સત્ય છે. હુંજ તે અભાગિની દેવયાની છું. મારી સાથેજ બાળપણમાં મેવાડના રાજકુમારના વિવાહ થયા હતા. હવે સાંભળો, આપને સર્વ વાત કહું છું.' તે પછી વિલાસકુમારીએ વિવાહ વીત્યા પછીની સર્વ ઘટનાઓનો ક્રમે ક્રમે મહારાણીની આગળ ઉલ્લેખ કર્યો.

મહારાણીએ તે સાંભળીને કહ્યું—'વિલાસ' પુત્રી! આવી સ્થિતિમાં અમરની સાથે અમ્બાલિકાનો વિવાહ કદી પણ નહિ થઈ શકે! હવે હું એવી યોજના કરીશ કે કુમાર અમરસિંહ તને ઉદયપુરના રાજભુવનમાં લઇ જાય!'

વિલાસકુમારી રોતાં રોતાં પુનઃ બોલી—'રાણીજી! આપ આ શું કહો છો? આવાં નિષ્ઠુર અને અપ્રિય વચનો કહી મારા હૃદયને શા માટે કષ્ટ આપો છો? શું આપ સમજતાં નથી કે આ વિવાહ

નહિ થવાથી આપની અમ્બાલિકાનું હૃદય જન્મભર તુષાનલમાં દગ્ધ થતું રહેશે !? આપના મેવાડ રાજકુમાર પણ જન્મભરને માટે દુઃખી થશે ! આપ તે બન્નેને બહુજ ચાહો છો; તો પછી આવી વાત કેમ કહો છો ?'

મહારાણીએ કહ્યું—' અને તારી ઉપર પણ હું પ્યાર કરૂં છું. તું અમરસિંહની પરણેલી સ્ત્રી છે! તારા સ્વામીને અને તને પ્રાપ્ત થએલા મેવાડના રાજસિંહાસનને તારી પાસેથી છીનવી લઇ–પડાવી લઇ હું કેવી રીતે અમ્બાલિકાને હવાલે કરી શકું ?'

વિલાસકુમારીએ કહ્યું—' રાણીજી ! હું ઇશ્વરની સાક્ષીએ કહું છું કે આ વિવાહ થવાથી હું સદા આનંદમાં નિમગ્ન રહીશ. અને જો વિવાહ નહિ થાય તો હું મરણપર્યંત વિષાદ સાગરમાં ડુબતી રહીશ. આપને વધારે શું કહું ? આપ શું નથી સમજતાં કે હું રાજપૂત રમણી છું ? હું પવિત્ર ક્ષત્રિય વંશમાં જન્મી છું, મારા સ્વામીને–મારા પતિદેવને–પ્રભુને અને તેમની અમ્બાલિકાને જેનાં સુખ થાય, તેમાંજ તેમની આ ચિર્–દુર્ભાગિની દાસીની પણ પ્રસન્નતા છે ! સ્વામીની પ્રસન્નતા સિવાય પત્નીને બીજું શું મેળવવા જેવું છે ? જે સ્ત્રીથી તેના પતિને સંતોષ ઉપજતો નથી, જે સ્ત્રી પતિને માટે સ્વાર્પણ કરી શકતી નથી તે સ્ત્રીના જીવનને હજારો ફિટકાર છે ! આપણાં આર્યશાસ્ત્રોએ સ્ત્રીને અહંપણું ભૂલી જવાનું એટલે પતિના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માનવાનું ફરમાવેલું છે. મારા એક નજીવા ક્ષણિક સ્વાર્થને તિલાંજલિ આપવાથી જો મારા પતિ સુખી થતા હોય તો તેમાંજ મારે પરમ સૌભાગ્ય માનવું જોઇએ !' કહેતાં કહેતાં તે અત્યંત રડી પડી. તેનું હૈયું ભરાઇ આવ્યું. ત્યાગની–નિષ્કામતાની એ જીવંત પ્રતિમાને અરૂન્ધતી દેવીએ આલિંગન આપી, થોડી વાર વિચાર કરી એક દીર્ઘ શ્વાસ ખેંચીને કહ્યું–' પુત્રી ! આટલા દિવસો પછી મેં જાણ્યું કે તું નારી રૂપમાં એક દેવ રમણી છે. તારા જેવું સ્વાર્પણ દુનિયામાં બહુ વિરલ છે ! સમગ્ર પૃથ્વી ઉપર આર્યાવર્તની સન્નારીઓ સિવાય બીજી કયા દેશની સ્ત્રીઓ આવું સ્વાર્પણ કરી શકે તેમ છે ? ભારતીય યશોપતાકા તારા જેવાં રમણી રત્નોથીજ ગૌરવવતી છે. જે દિવસ આર્યાવર્તની અબળાઓમાં નિરક્ષરતા, વહેમ, આત્મવંચના, કપટ, કુસંપ, ઇર્ષ્યા વગેરે નિંદ્ય અવગુણો દાખલ થશે, તે દિવસ અભાગી ભારતનું જરૂર અધઃપતન થશે. સહનશીલતા અને ઉદારતા એ સ્ત્રીઓના સ્વભાવસિદ્ધ ધર્મ છે. જે સ્ત્રીઓ એ ધર્મથી ચ્યુત થાય

છે, તેઓ નારીઓ નથી પણ નારીના નામને લજાવનારી રાક્ષસણીઓ છે! વિલાસ! તારૂં આ અસિધારા વ્રત ઘણું ભીષણ છે. પણ મને વિશ્વાસ છે કે તું તેમાં વિજયીની થઇ શકશે! સોલંકી સેનાપતિની પુત્રીને માટે આ જગતમાં કાંઇ પણ અસાધ્ય હોય એમ હું માનતી નથી. જા, બ્હેન! મારો તને આશીર્વાદ છે કે ભગવાન્ એકલિંગજી તારા માર્ગમાંથી સર્વ વિઘ્નો દૂર કરશે!!'

## (૩૨) કાળાપહાડનો પ્રસ્તાવ.

રાણો જયસિંહ પોતાના વિશ્રામગૃહમાં બેઠો છે. સામે એક આસન ઉપર વિજયપાળ બેઠો છે. રાણો તેને ઉદ્દેશીને કહે છે-'કાળા-પહાડ! તમારી વાત હું સમજું છું, કિન્તુ એક અસંપૂર્ણ વિવાહ પૂર્ણ થયા પહેલાં અન્ય દારપરિગ્રહણ કરવું એ શાસ્ત્ર-સઙ્ગત નથી!'

વિજયપાળે હાસ્ય કરી ઉત્તર આપ્યો:—'જો કાળાપહાડની કસુર માફ કરો તો એક વાત આપને પૂછું.'

'શું? પૂછો.'

'મારે જાણવાની જરૂર છે કે શાસ્ત્રો ઉપર આટલી પ્રગાઢ આસ્થા મહારાણાના હૃદયમાં ક્યારથી ઉત્પન્ન થઇ છે?'

'કેમ?'

'કેમ શું? શિશુપુત્ર ઉપર કુપિત થઇને સાત વર્ષ સુધી અજ્ઞાતવાસમાં રહી, કમળાદેવી સિવાય બીજા કોઇ મનુષ્યનું મોઢું પણ ન જોવું એ શું શાસ્ત્ર-સંમત છે? મુસલમાનોની સાથે રાજપૂતોના ઘોર સંગ્રામ સમયે જય સમુદ્રને કિનારે નાસી જઇ કમળાદેવીના બાહુ-પાશમાં ભરાઇ રહેવું એ શું શાસ્ત્ર સંમત છે? કર્ણાવતીની અવગણના કરી કમળાદેવીને આધીન થઇ જવું એ શું શાસ્ત્ર સંમત છે? આપનાં આ સર્વ અદ્દભુત શાસ્ત્રોની પુરોહિતા તો કમળાદેવી પોતેજ છે. એક વાર તેનેજ સર્વ પૂછી જુઓને?'

ઓરડાની બીજી તરફથી શબ્દ આવ્યો—'આવો બ્હેન! હું સાથે છું. ડર શી વાતનો છે?'

વિજયપાળે એ શબ્દ સાંભળીને કહ્યું—'આ જુઓ, આપની પુરોહિતા અહીંજ આવે છે. મને કહેજો કે તેણે અમરના સંબંધમાં શું વ્યવસ્થા કરી છે. હવે હું જરા સંતાઇને સાંભળું.' વિજયપાળ ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં બહાર ચાલ્યો ગયો.

કમળાદેવી, મહારાણી કર્ણાવતીનો હાથ પકડીને મહારાણાની પાસે આવીને બોલી—'મહારાજ! અમે કાંઇપણ જાણતાં નથી કે

આટલા સમયમાં આટલું બધું બની ગયું. બોલો બ્હેન! શાન્ત કેમ ઉભાં છો?'

રાણાએ જવાબ આપ્યો—'દેવી! મેં વિજયપાળની પાસેથી સર્વે વાત સાંભળી છે.'

અભિમાનિની રાણી કમળાદેવીએ કહ્યું—'તો કહો; હવે આપ તેનો શો ઉપાય કરો છો?'

'કઇ વાતનો ઉપાય?'

'કઈ વાતનો ઉપાય? શું આપ હજુ સુધી સમજ્યા નથી? સાંભળો, બ્હેન! તમે તો કહેતાં હતાં કે રાણાજીની બુદ્ધિ પહેલાં જેવી હતી, તેવીજ હમણાં—આ વૃદ્ધાવસ્થામાં પણ છે! મહારાજ! આપના હૃદયમાં શું જરા પણ મમતા નથી? મારા પુત્રે એક વર્ષ સુધી ઘણું કષ્ટ સહન કર્યું છે. આટલા દીર્ઘ સમય પછી ખોવાએલું રત્ન મેળવીને પણ શું મારા બાળકના હૃદયની ઇચ્છા પૂર્ણ થવા નહિ દેશો? બ્હેન! હું ખરૂં કહું છું કે વિધાતાએ પુરુષોનાં હૃદય પહાડ જેવાં કઠિન બનાવ્યાં છે! ગમે તેમ થાય, પણ હું તમને સ્પષ્ટ જણાવું છું કે જેટલી બની શકે તેટલી શીઘ્રતાથી અમ્બર રાજકન્યા અમ્બાલિકા સાથે અમરના વિવાહ કરી દેવા.'

રાણાએ જવાબ દીધો—'શું તું એમ કહે છે કે એક વિવાહ સંપૂર્ણ થયા પહેલાં બીજા વિવાહનો ઉદ્યોગ કરવો?'

'તે તો મારોજ અપરાધ છે. મેંજ આગ્રહ કરી વિક્રમસિંહની કન્યા સાથે અમરનો વિવાહ કરાવ્યો હતો. મને અભાગિનીને તે વખતે કયાં ખબર હતી કે જયપુરની રાજકુમારી સાથે અમરની મુલાકાત જયસમુદ્રને કિનારે થઇ હતી? હાય! જો હું બળાત્કારથી—દુરાગ્રહથી આપને જયસમુદ્રના પ્રમોદભવનમાં ન લઇ ગઇ હોત તો શું મારો પુત્ર દીનહીન ખેડુતના વેશમાં એકલો મુસલમાન—યુદ્ધમાં જાત?'

એ પ્રમાણે બોલતાં બોલતાં કમળાદેવીની આંખો આંસુઓથી ભરાઇ ગઇ. તે સજળ નેત્રે વિનયપૂર્વક રાણાનો હાથ ઝાલીને કહેવા લાગી—'જે થવાનું હતું તે થઇ ગયું. મારી બ્હેને મારી સર્વ કસુર માફ કરી છે. હવે કૃપા કરી મહારાજ! મારી અને મારી બ્હેનની આ ઇચ્છા પૂરી કરો. અમરનું મન સ્થિર થયા પછી તે સ્વયં વિલાસકુમારીને ઘેર તેડી લાવશે; કેમ બ્હેન?'

રાણાએ કર્ણાવતીની તરફ જોઇને કહ્યું—'દેવી! શું તમારી પણ ઇચ્છા છે કે જયપુર—રાજકન્યાની સાથે અમરને પરણાવવો?'

રાણીએ એકવાર કમળાદેવીની તરફ જોઇને ઉત્તર આપ્યો-' મહારાજ ! એક ધર્મપત્ની હોવા છતાં બીજો વિવાહ કરવાનો રિવાજ આ રાજવંશમાં કાંઇ નવો નથી ! આપે પણ આ રિવાજને આથી પહેલાં કદી બુરો ગણ્યો નથી !'

રાણાએ જરા લજ્જિત થઇને ગંભીરતા પૂર્વક ઉત્તર આપ્યો-' જે વાતમાં તમારી સર્વની સંમતિ છે તે વાતમાં મારે વિરૂદ્ધ થવું, એ વ્યર્થ છે.'

કમળાદેવીએ કહ્યું-' બ્હેન ! મારી સર્વ ઇચ્છાઓ મહારાજને સ્પષ્ટ જણાવી દઉં ?'

રાણાએ કહ્યું—' તો હજુ કેમ સ્પષ્ટ જણાવતી નથી ?'

' મહારાજ ! શું મારી વાત માનશો ? જો ન માનો તો કહીને વ્યર્થ અપમાનિત થવાથી શું લાભ ? જો આપ મારી વાત માનવાનું અને મારી ઇચ્છાને અનુસરવાનું વચન આપો, તો હું કહું !'

'આજ સુધી મેં શું કદી તારા કોઇ વિચારની અવગણના કરી છે ?'

' મહારાજ ! મારી ખાસ ઇચ્છા છે કે અમીરનો વિવાહ એવી ધામધૂમથી કરવો કે જેવી ધામધૂમ રાજપુતાનામાં કદી કોઇએ જોઇ નહોય ! મારી કુબુદ્ધિથી મારો અમર ખેડુતના વેશમાં યવન-યુદ્ધમાં ગયો હતો, તેનું મને ઘણું દુઃખ છે. મારૂં આ દુઃખ, જ્યારે તેનો વિવાહ મારી ઇચ્છા પ્રમાણે મોટા સમારંભથી થશે ત્યારેજ દૂર થશે ! મહારાજ! સાંભળો, એકે એકે હું સર્વ વાત આપને કહું છું. રાજપુતાનાના સમગ્ર રાજાઓને નિમંત્રિત કરવા પડશે.'

' ઠીક, પછી ?'

' પછી પાંચસો હાથી અને દસ હજાર ઘોડેસ્વાર સાથે લેવા પડશે. મારા પિયરથી ' દિગ્ગજ ' હાથી અને ' દાનવ-દમન ' ઘોડો મંગાવવો પડશે. એ હાથીઓને અને ઘોડાઓને મોતીની માળા અને હીરાના હારોથી શણગારવા પડશે.'

' દેવી ! મુસલમાનોના પદાઘાતથી દલિત થએલા રાજસ્થાનમાં હાથી-ઘોડા સિવાય બીજી શી સંપત્તિ બચી છે ? હાથી-ઘોડા કાંઇ કમ નથી પણ એટલા હીરા-મોતી ક્યાંથી લાવવાં ?'

કમળાદેવીએ અભિમાન પૂર્વક ઉઠીને કહેવા માંડ્યું-' શું કહ્યું મહારાજ ? ક્યાંથી લાવવાં ?'

તે આગળ બોલવા જતી હતી એટલામાં મહારાણી કર્ણાવતીએ તેનો હાથ પકડી ધીમેથી કાનમાં કાંઇક કહ્યું. કમળાદેવી પુનઃ રાણાની પાસે બેસી જઇ હસતાં હસતાં બોલીઃ-' બ્હેન ! તારૂં કહેવું બરાબર

છે. ઠીક, મહારાજ ! બીજું બધું જવા દો. માત્ર થોડુંક સાંભળી લ્યો. નાથદ્વારાના મન્દિરનું શિખર સોનાથી મઢી દેવું પડશે. અમરને મહા મૂલ્યવાન હીરકદામ શોભિત પોશાકથી ભૂષિત કરી વિવાહ-સ્થાનમાં લઇ જવો પડશે. અને સાંભળો મહારાજ ! ઘણા દિવસો પછી એક વાત મને યાદ આવી છે. જો ધ્યાનથી સાંભળો તો આપને કહું.'

'શું કહેવું છે, કહો ?'

'ઘણા વખતથી આપની પાસેથી સાંભળતી આવી છું કે જગતનું દુર્લભરત્ન 'કોહીનૂર' જે પહેલાં મારા પિતૃવંશીય પરમાર રાજાઓના મુકુટની શોભા વધારતો હતો, તે ઔરંગજેબની પાસે છે. આપે **રાજપૂત રણયજ્ઞ** કરી યવનોના હાથમાંથી તે લઇ લેવો. દુર્ગાદાસ વગેરે ક્ષત્રિય સમર–સત્રમાં રાજપૂત રણયજ્ઞમાં–સામેલ થવા માટે તૈયાર છે. મહારાજ ! મારી ઘણી ઇચ્છા છે કે જો આપ કોહીનૂરને લાવી આપો, તો હું એ વિવાહ સમયે અમરના મુકુટમાં પહેરાવું !'

રાણાએ કાંઇ પણ જવાબ ન આપતાં દીર્ઘશ્વાસ લીધો. કર્ણાવતીએ કમળાદેવીના કાનમાં પુનઃ કાંઇક કહ્યું. તે પછી કમળાદેવીએ કહેવાનો પ્રારંભ કર્યો.–' હું જાણું છું કે આ વાત એક પ્રકારે અસંભવિત છે, કિન્તુ આ વિવાહના ઉત્સવમાં જો હું કોહીનૂર હીરો અમરના મુકુટમાં પહેરાવી શકું તો મારી સર્વ ઇચ્છાઓ પૂર્ણ થાય. ઠીક, રાણાજી ! વિજયપાળ અત્યાર સુધી આપને શું કહી રહ્યા હતા ?'

ઓરડાની બહારથી કોઇએ હસતાં હસતાં ઉત્તર આપ્યો–' વિજયપાળ એ વાતનું પ્રમાણ ચહાતો હતો કે અમરસિંહ મહારાણાનો પુત્ર છે કે કોઈ ખેડુતનો ? દેવી ! રાજપૂત વીરોદ્રેક હજુ રાજસ્થાનમાંથી વિલુપ્ત થયું નથી. જ્યારે ક્ષત્રિય વીરોનું તેજ વિનષ્ટ થશે ત્યારે ભારત પરાધીનતાની બેડીમાં વધારે જકડાશે. મને આપની સર્વ વાતો કરતાં ઔરંગજેબની પાસેથી કોહીનૂર લાવવાની વાત વધારે ગમી છે. સત્યભામાએ રૂસણું લઇ સ્વર્ગમાંથી પારિજાતકનું વૃક્ષ મંગાવ્યું હતું તો શું કમળરાણી યવન સમ્રાટ્ના મસ્તકપરથી એક કોહીનૂર જેવી ચીજ નહિ મંગાવી શકે ? ખરેખર જો હજુ પણ **રણયજ્ઞ**નો એકવાર અવસર આવે તો યવનોએ કરેલા અપમાનનો પૂરે પૂરો બદલો લઉં. ન્હાની રાણી ! ધન્ય છે તમને ! મહારાણાની પાસે હઠ કરીને જરૂર એવો અવસર રાજપૂત સૈનિકોને એકવાર વળી વધારે અપાવજો."

## (૩૩) બે સંન્યાસિની.

નાથદ્વારાના રાધાશ્યામના મન્દિરની પાસે બૂના નદીને કિનારે બે સંન્યાસિનીઓ ઉભેલી છે. બન્ને સૌંદર્યવતી છે, બન્ને યુવાવસ્થામાં છે, બન્નેની ઉમ્મર પ્રાયઃ સરખી છે; કિન્તુ બન્નેનો પોશાક ભિન્ન ભિન્ન તરેહનો છે. બન્નેનાં મુખમણ્ડળો જોતાં માલુમ પડે છે કે બન્નેના મનના ભાવ પણ ભિન્ન ભિન્ન છે. એક ઉદાસ મુખે, સજળ નેત્રે નદીમાં પડતી અસ્તમિત-સૂર્યની પ્રભા જોઇ રહી છે. બીજી રમણી ઉજ્જવલ આંખે પોતાની બ્હેનપણી-સંગિનીના મોઢા તરફ જોતી ગીત ગાઇ રહી છે. તે રમણીને જો કોઇ આ સંન્યાસાશ્રમ સિવાય બીજે ક્યાંઇ દેખે તો તેને સન્યાસિની કહે નહિ! તેના વસન્તી રંગના ઝીણા આછા કપડાની અંદરથી આસમાની રંગની ચોળી સ્પષ્ટ દેખાય છે. તેના સુંદર દીર્ઘ કેશની વેણી પીઠ ઉપર શોભી રહી છે. તેના ગુલાબી અધરોષ્ઠપર તાંબુલની લાલી જણાય છે. તેના પ્રત્યેક અંગમાં પુષ્પનાં આભરણો શોભે છે. સંન્યાસાશ્રમમાં આભરણો પહેરવાનો નિષેધ હોવાથી તે સુન્દરીએ ફૂલોનાં આભરણોથી પોતાનું શરીર શોભાવ્યું છે. આ સ્ત્રીને કોઇ બળાત્કારથી સંન્યાસાશ્રમમાં લાવ્યું છે! પાઠક! આ સ્ત્રીને ઓળખી કે? તેની સંગિની ખરેખર સંન્યાસિની છે! તેના સુકુમાર વદનમાં ગેરૂઆં વસ્ત્ર શોભે છે. તેના માથાના વાળ રૂક્ષ અને અસ્તવ્યસ્ત છે. તેના ચંદ્રમા જેવા વદનમણ્ડળ ઉપર વિભૂતિ રમી રહી છે! હાય! કોમળદેહ શું કઠિન યોગ સહી શકશે? વિધાતાએ શું આ કમનીય કાન્તિમતીને તપસ્વિની થવાનુંજ નિર્મ્યું છે?

વિલાસકુમારીએ કહ્યું—'રાજનંદિની! આજ ઉદયપુરથી તમારે માટે એક શુભ સમાચાર આવ્યા છે.'

અમ્બાલિકાએ દીર્ઘશ્વાસ ખેંચીને કહ્યું–'મારે માટે શુભ સમાચાર કેવા?'

વિલાસકુમારી કાંઇક રૂક્ષ સ્વરથી અસંદ્ધ પ્રલાપ કરવા લાગી 'તમારે માટે શુભ સમાચાર છે કે મારા માટે? મારા માટે? નહિ, નહિ; તમારે માટે! મેવાડ રાજકુમાર! હા, ધિક્કૂ! તમારા માટે! આ શુભ સમાચાર તમારા માટે છે કે મારા માટે?,'

અમ્બાલિકાએ વિલાસકુમારીના મોઢા તરફ જોઇને આશ્ચર્યપૂર્વક કહ્યું–'આ શું વિલાસકુમારી? આ તું શું કહે છે? હું તો તારી વાત કાંઇ સમજતી નથી. તું શું મારાથી નારાજ છે?'

વિલાસકુમારી અમ્બાલિકાના પ્રશ્નનો જવાબ ન દેતાં જમીન ઉપરથી પોતાની વીણા ઉપાડી વગાડવા લાગી. વીણાના સ્વરમાં સ્વર મિલાવી કેટલીકવાર સુધી તેણે ગીતગોવિન્દનાં ગીતો ગાયા કર્યાં.

ગીત સમાપ્ત થયા પછી વિલાસકુમારી કેટલીકવાર સુધી ચુપ-શાન્ત રહી, પોતાની છાતી ઉપર હાથ રાખી મનમાં ને મનમાંજ કાંઇક કહેવા લાગી–' હાય ; ગુરુદેવ ! આટલા દિવસો સુધી શું આપે વિષવૃક્ષમાં અમૃત સીંચ્યું હતું ? ના, ના. '

વિલાસકુમારીએ અમ્બાલિકા તરફ જોઇને કહ્યું–' સખી ! કેટલાક દિવસ પહેલાં મેં તને મારા હૃદયના એક રોગની વાત કહી હતી; શું તને તે યાદ નથી ? ક્યારેક ક્યારેક મારી છાતીમાં બળતરા થાય છે, આગ સળગી ઉઠે છે ! કિન્તુ તે ક્ષણ સ્થાયી વ્યાધિ છે. આ જુઓ, આ રોગ દૂર થઇ ગયો. સખી ! પ્યારી સખી ! ! ' વિલાસ-કુમારીએ અમ્બાલિકાને પોતાને ગળે વળગાડી આલિંગન આપતાં કહ્યું–' તને એક વાત પૂછવા ઇચ્છું છું. મને બરાબર જવાબ આપીશને ? '

' કઇ વાત સખી ? '

' સાંભળ, કહું છું. તું જેને ચાહે છે, તેની સાથે તારો વિવાહ થઇ ગયા પછી જો તે તને ભુલી જઇ એક નવી રમણી સાથે પ્રેમ કરે તો તું શું કરે ? બોલ સખી ! શાન્ત કેમ રહી ? '

' હું શું કરૂં ? '

' હા, સખી ! તું શું કરે ? કહે, સત્વર કહે. શું નહિ કહે ? '

અમ્બાલિકાએ હસીને કહ્યું–' જો એ પ્રમાણે થાય તો હું આ-ત્મહત્યા કરૂં અને તે પછી ભૂત થઇ તેના હૃદયનું રૂધિર ચુસી લઉં. કહે, સાંભળ્યું કે નહિ ?'

' પણ મને એવો સમય મળે તો હું શું કરૂં, તે કહું ? સાંભળીશ ?'

' કહે, સખી !'

' હું મારા તે સ્વામી ઉપર અને મારી તે શોક્ય ઉપર પ્રાણથી પણ અધિક પ્યાર કરવાનો અભ્યાસ કરૂં. હૃદયને કાબુમાં રાખતાં શીખું. તેના અને મારા પ્રાણ એક બનાવું. હું તારા ઉપર જેટલું વહાલ કરૂં છું, તેથી પણ અધિક વહાલ કરવાનો અભ્યાસ કરૂં. સ્વામી જ્યારે તેના ઉપર વ્હાલ કરે, ત્યારે હું સમજું કે તેઓ મારા ઉપ-રજ પ્યાર કરે છે. મારો આદર કરે છે. સ્વામી જ્યારે તેને આદર

પૂર્વક આલિંગન આપે–ચુંબન કરે, ત્યારે હું સમજું કે તેઓ મનેજ પ્રેમાદરથી આલિંગન આપે છે–ચુંબન કરે છે. સખી ! મારી વાત તને રૂચે છે કે નહિ ? ઠીક, પણ બ્હેન ! હવે આવી વ્યર્થ વાતો આપણે છોડી દઇએ. તને જે શુભ સમાચાર હું સંભળાવવા ચ્હાતી હતી, સંભળાવું છું. તારી સંન્યાસિની થવાની ઇચ્છા તો ટળી ગઇ, હવે ચાલ; તને રાજરાણી બનાવું !'

'તારો મશ્કરીનો સમય શું હજુ પણ સમાપ્ત નથી થયો ?'

'મશ્કરી નથી, સખી ! આટલા દિવસે સુધી તને કહ્યું નહોતું, કિન્તુ આજ તને હું કહું છું. જે દિવસે પહાડી કિલ્લામાંથી આપણે અહીં આવ્યાં, તે દિવસે વિજયપાળ પણ મહારાણા જયસિંહની પાસે ગયા હતા, શું આ વાતનું તને સ્મરણ છે ? તેઓ શું કામ સારૂ ગયા હતા તે તું જાણે છે ?'

'મારે તેની શી જરૂર ?'

'ઠીક, સાંભળ; મહારાણી અરૂન્ધતીએ મહારાણા જયસિંહના પુત્ર કુમાર અમરસિંહના સાથે તારા વિવાહનું નક્કી કરવા માટે વિજયપાળને ઉદયપુર મોકલ્યા હતા. કાલ રાત્રે વિજયપાળ પાસેથી મારી પાસે એક કાગળ આવ્યો છે; એકવાર તે કાગળ તું વાંચી જો, એટલે સર્વ વાતની તને ખબર પડી જશે.'

અમ્બાલિકાએ દુઃખથી એક દીર્ઘશ્વાસ ખેંચીને કહ્યું–'સખી ! મેં તો જીંદગી પર્યંતને માટે રાધાશ્યામના ચરણોમાં મારૂં તન–મન સમર્પણ કરી દીધું છે; હવે આ સઘળી વાતો મને શામાટે કહે છે ?'

'આટલા દિવસો સુધી તો તું સંન્યાસિની બની રહી; કિન્તુ જેને ભૂલવાને માટે તેં રાધાશ્યામનાં ચરણોમાં આત્મસમર્પણ કર્યું છે; તેનો પ્રેમ, તેની સ્મૃતિ તો હજુ સુધી તારા હૃદય ઉપર સજ્જડ ચોટી રહેલ છે.'

'તું નથી જાણતી; સખી ! તે પ્રેમ તો રાધાનાથના અનંત પ્રેમમાં સંમિલિત થઇ ગયો છે.'

વિલાસકુમારીએ સહજ હસીને ઉત્તર આપ્યો.–'હું પણ તેજ કહું છું. રાધાનાથ તારા હૃદયનો અર્ધો હિસ્સો લેવા ચ્હાતા નથી. તારા આ ક્ષુદ્ર પ્રાણનો અર્ધો ભાગ ખેડુત–યુવકને માટે છોડી બાકી અર્ધ પોતાને માટે રાખવામાં તે રાજી નથી. તેના પ્રમાણમાં હું વિજયપાળનો ઉદયપુરથી આવેલો કાગળ તારી સામે રાખું છું, વાંચી જો.' એમ કહી વિલાસકુમારીએ તે પત્ર અમ્બાલિકાને ન આપતાં સ્વયં વાંચવાનો પ્રારંભ કર્યો:—

'મેવાડના મહારાણા મારી વાતથી રાજી થયા છે. તેમના પુત્ર કુમાર અમરસિંહ નવીન-સંન્યાસિની અમ્બર-રાજતનયાને પરણવા માટે ઘણીજ ત્વરાથી જાન લઇ નાથદ્વારા આવશે. હું પણ ઘણા આનન્દથી તેમની સાથે ત્યાં આવીશ.

'રાજકુમારીને કહેજો કે તેમના એ ખેડુત-સૈનિકનો મેળાપ થયો છે. તેને પણ સાથે લાવીશ. રાજકુમારી પાસે તેને માટે માળા ગુંથાવી રાખજો. ઇતિ —કાળાપહાડ ઉર્ફે વિજયપાળ.'

અમ્બાલિકાએ સજળ નેત્રે રાધાશ્યામના મન્દિર તરફ જોઇને કહ્યું-'સખી ! તું જોઇશ કે ત્રિદિવધામના અધીશ્વર રાધાનાથની દાસીનો સ્પર્શ કરવો મૃત્યુલોકના રાજાને માટે અસાધ્ય છે!

વિલાસકુમારીએ હસતાં હસતાં કહ્યું-' તે તો જોઇ લેવાશે. તે દિવસો કાંઇ બહુ દૂર નથી! રાજનન્દિની! એકવાર જો તમારી આજ્ઞા હોય તો ગીતગોવિન્દનું એક ગીત ગાઉં.'

'પ્યારી સખી ! તું મને હવે વધારે ન સતાવ. તારૂં ગીત સાંભળવા હું ઇચ્છતી નથી.'

એટલું બોલી અમ્બાલિકા ક્રોધાવેષ્ટિત થઇ ત્યાંથી મન્દિરની અંદર ચાલી ગઇ.



## (૩૪) સંન્યાસિનીની ભીખ.

અમરની જાન નાથદ્વારા જવાનો સમય ઉપસ્થિત થયો. રાણા જયસિંહે સત્યજ કહ્યું હતું કે આ મ્લેચ્છ-દલિત રાજસ્થાનના અતુલ ઐશ્વર્યમાં કેવળ હાથી ઘોડાજ બચેલા છે.

ક્ષણવારમાં કમળાદેવીની આજ્ઞાનુસાર દશહજાર તેજોગર્વ, રણ-કુશળ સુન્દર અશ્વો હણહણાટ કરતા પ્રાસાદ-પ્રાઙ્ગણમાં આવી ઉભા રહ્યા; તે પછી પાંચસો પ્રચણ્ડ-શરીરવાળા મહાબળશાલી હાથી ધીરે ધીરે આવી રાજભુવનના દરવાજા ઉપર ઉભા રહ્યા. કમળાદેવીની આજ્ઞાથી તેના પિયર-પરમાર રાજભુવનથી 'દાનવ-દમન' ઘોડો અને 'દિગ્ગજ' હાથી બન્ને આવેલા હતા. ઘણી ચાલાકીથી 'દાનવ-દમન' મુક્તાહાર અને હીરકદામથી સુશોભિત થઇ નાચતો નાચતો આંગણામાં આવી ઉભો રહ્યો; તેની સાથે ઉન્નતકાય, ગંભીર મૂર્ત્તિ 'દિગ્ગજ' હાથી હીરકહાર અને સુવર્ણ જડિત હોદ્દાથી સુશોભિત થઇ ઘણા ઠાઠથી ઝુલતો ઝુલતો આવી ઉભો રહ્યો.

કમળાદેવીએ હર્ષપૂર્વક પ્રાસાદ–પ્રાઙ્ગણની સામે જોઇ અમરસિંહને વરરૂપમાં સજ્જ કરવા સારૂ બોલાવ્યો અને એક દાસીને મહારાણી કર્ણાવતીને બોલાવવા માટે મોકલી.

મહારાણી કર્ણાવતી આજ આવા આનંદોત્સવના દિવસે એકલી ઉદાસ મનથી પોતાના ઓરડામાં બેઠી બેઠી એક પત્ર વાંચી રહી હતી. ગઇ રાત્રીએ નાથદ્વારાથી એક દાસી પત્ર લઇને આવી હતી. મહારાણી કેટલીક વાર સુધી દીર્ઘ વિચાર કરી રહ્યા પછી ઉઘાડીને વાંચવા લાગી:—

" રાજપૂત રાજેશ્વરી !

મેં સાંભળ્યું છે કે આપના પુત્ર કુમાર અમરસિંહ એક સંન્યાસિની સાથે વિવાહ કરવાને માટે ઘણા આરંભથી નાથદ્વારા આવવાના છે. આ અંબર–રાજકુમારી અમ્બાલિકાએ જે દિવસે રાધાશ્યામના ચરણોમાં આશ્રય લીધો હતો, તે દિવસે તેને સ્વપ્નમાં પણ નહોતું કે આ પવિત્ર આશ્રમમાં પણ મનુષ્યનો અધિકાર છે. તે સાંભળીને આશ્ચર્યમાં આવી ગઇ કે સ્વયં મહારાણા જયસિંહે દયાધર્મને જલાંજલિ આપી સંસારત્યાગિની સંન્યાસિનીને રાધાનાથના ચરણોમાંથી છીનવી લેવાની ઇચ્છા કરી છે ! ! કિન્તુ જે ત્રિદિવનાથની દાસી છે, તે મૃત્યુલોકના રાજાની પરવાહ કરતી નથી ! શું આપ મહારાણાને આ નિષ્ઠુર પાપ કાર્યથી નહિ રોકો ? જો આપ નહિ રોકો તો નક્કી જાણજો કે આપના પુત્ર વરવેશમાં જાન લઇ અહીં આવતાં દેખશે કે, સંન્યાસિની અમ્બાલિકાએ રાધાવલ્લભના ચરણોમાં પ્રાણ વિસર્જન કરી દીધા છે ! તેથી આપની પાસે ભીખ માગું છું કે જો આપ આ નિસ્સહાયા, પિતૃ-માતૃહીના અમ્બર–રાજકુમારીનો જીવ બચાવવા ઇચ્છતાં હોતો મહારાણાજીને હમણાં આ વિવાહના ઉદ્યોગથી વિરત કરો. ઇતિ.

સંન્યાસિની અમ્બાલિકા."

મહારાણી કર્ણાવતી હતાશ અને મર્માહત હૃદયથી વિચાર કરી રહી હતી કે તે વખતે ઓરડાનાં દ્વાર ઉઘડયાં અને કમળાદેવી અંદર દાખલ થઇ. તેણે કર્ણાવતીના મોઢા તરફ જોઇને કહ્યું–' કેમ બ્હેન ! શું તમારે આ લખવા–વાંચવાનો સમય છે ? પુત્રને પહેરાવવા મેં મારા પિયરથી જે પોશાક મંગાવ્યો છે, તેને તો તમે હજુ સુધી જોયો પણ નથી. જો જોવો હોય તો શિઘ્ર મારી સાથે ચાલો.'

કમળાવતી ઉત્તરની પરવા રાખ્યા સિવાય બળાત્કારે કર્ણાવતીનો હાથ પકડી પોતાના ઓરડાની પાસેના કુસુમોદ્યાનમાં લઇ ગઇ. ત્યાં

કેટલીક સ્ત્રીઓ કુમાર અમરસિંહને ઘેરીને ઉભી હતી. કમળાદેવીએ હસતાં હસતાં ઘણા આનંદથી પોતાને હાથે કુમારને મહામૂલ્ય રત્ન-રાજિ–શોભિત પોશાક અને હીરકદામ જડિત મુગટ પહેરાવી રમણી-મણ્ડળને સંબોધીને કહ્યું–' તમે સારી રીતે જુઓ કે આવો ભુવનમોહન વર આ જગતમાં શું બીજો કોઇ, કોઇએ જોયો છે? મેં જે કહ્યું હતું કે અમ્બર રાજકન્યાએ પૂર્વજન્મમાં ઘણું તપ કર્યું હશે, તે શું સત્ય નથી? કિન્તુ મારી એક ઇચ્છા માત્ર પૂરી ન થઇ! આજ જો આ આનંદને વખતે મારા પિતૃવંશીય રાજાઓનું ગૌરવધન ' એક કોહીનૂર ' અમરના મુગટમાં પહેરાવી શકી હોતતો મારી સર્વ ઇચ્છાઓ પૂર્ણ થાત.

કુમાર અમરસિંહે શિર નીચું નમાવી ઉત્તર આપ્યો–' માતા! આપની ઇચ્છા પૂર્ણ થશે. હું ભીષણ રણયજ્ઞ કરી એ દુષ્ટ ઓરંગઝેબ પાસેથી આપને કોહીનૂર હીરો લાવી આપીશ.

---

## (૩૫) રાજપૂત રણયજ્ઞ.

અમર કુમારની જાન મોટા સમારંભ સાથે શ્રીનાથજીને માર્ગે પડી. કમળાદેવીનો હર્ષ તો ગગનમાં પણ સમાતો ન્હોતો. રાજપૂત સૈનિકો મંગળ વસ્ત્રાભૂષણો સજી હથિયારો સહિત તે ઉત્સવમાં ભાગ લેવા માટે જતા હતા. સર્વના મુખ ઉપર આનન્દ અને ઉત્સાહનાં ચિહ્નો દૃષ્ટિગોચર થતાં હતાં. ઉદયપુરના સંરક્ષણને માટે બહુજ થોડું સૈન્ય રાખવામાં આવ્યું હતું; એટલે સૈનિકોનો મોટો ભાગ અત્યારે સાથે હતો.

લગભગ અર્ધમાર્ગ ચાલી ગયા ત્યાં સુધી તો તેમને કોઇ પણ પ્રકારનું વિઘ્ન નડયું નહિ. પણ જરા ત્યાંથી આગળ વધતાં અચાનક તેમના ઉપર તીક્ષ્ણ બાણો આવીને પ્રડવા લાગ્યાં. રાજપૂત સૈનિકો ટપોટપ મરણ શરણ થવા લાગ્યા. આવા અણધાર્યા હલ્લાથી પ્રથમ તો વિજયપાળ નિરાશ થઇ ગયો પરંતુ પોતાની ફોજનો ઉત્સાહ ઓછો ન થઇ જાય, માટે તેમને ઉત્તેજક શબ્દોમાં કહેવા લાગ્યો—"ભાઇઓ! આપણી નુકસાનીથી જરા પણ ગભરાશો નહિ. રાજપૂતોને આવા રંગો તો ડગલે ડગલે જોવા પડે છે! આવી અણધારી આફતોની જરા પણ દરકાર ન કરતાં અચળ રહી યુદ્ધ કરવાથીજ આપણી કીર્તિ અમર રહી શકે તેમ છે! ડુંગરે ડુંગરે ભટકતાં મહારાણા પ્રતાપ નિરાશ થયા નહોતા. આપણે પવિત્ર હિન્દુ ધર્મને માટે લડવું

છે. પિતૃદ્રોહી, ભ્રાતૃદ્રોહી, કુટુંબદ્રોહી નીચ કુલાંગાર ઔરંગઝેબનું વર્ચસ્વ દુનિયામાંથી નિર્મૂળ કરવું છે. હવે તેના પાપનો ઘડો ભરાઇ રહ્યો છે. આપણે આપણા ખરા હક્કો પ્રાપ્ત કરવા સારૂ આ રણયજ્ઞ આરંભ્યો છે. શત્રુનો સમાગમ એજ રાજપૂતોને માટે આનંદનો પ્રસંગ છે. જો આજે આ યવન–લશ્કરમાં ઔરંગઝેબ હોય તો તેને પ્રથમજ ઉરાડી મૂકવો છે!"

થોડીવારમાં યવન લશ્કર સામે આવી પહોંચ્યું. 'અલ્લાહો અકબર!' અને 'હરહરમહાદેવ!' ના ભીષણધ્વનિ શરૂ થયા. સાધારણ માર્ગ રણભૂમિ બની ગયો. તલવારો, ભાલાઓ, બરછીઓ ઉછળવાં લાગ્યાં. 'મારો!' 'કાપો! કાપો!' ના અવાજથી સર્વ પ્રદેશ શબ્દાયમાન થઇ ગયો. સૈનિકોનાં મસ્તકો પૃથ્વીનો આશ્રય લેવા લાગ્યાં, અને લોહીની નદી વહેવા લાગી. રાજપૂત યોદ્ધાઓ ઉન્મત્ત થઇને લડતા હતા, યવન સૈનિકોનો વેગ પણ કમી નહોતો. સેનાપતિ અફજલખાંના મરણથી તેઓ બમણા ક્રોધમાં આવી ગયા હતા. અમરની જાન આ રસ્તેથી જવાની છે, એમ જાણતાંજ તેઓ મોટી તૈયારીમાં આવીને સજ્જ થઇ રહ્યા હતા. તેમના ગુપ્તચરો પણ અત્યારે યુદ્ધ વ્યવસાયમાં સામેલ થઇ ગયા હતા. નવો સેનાપતિ રૂસ્તમખાન તેમને જુદા જુદા ઉત્તેજક શબ્દો સંભળાવી ઉત્તેજિત કરતો હતો, રાજપૂત રમણીઓ હાથોહાથની ઝપાઝપી જોતી યોદ્ધાઓનાં ચાતુર્યને વખાણતી હતી. રાણો જયસિંહ ક્ષુધાતુર સિંહની પેઠે એ યવન–શૃગાલો ઉપર તૂટી પડયો હતો. વિજયપાલ આ રણયજ્ઞનો અધ્વર્યુ હોય તેમ શત્રુઓનાં શિરને સમર–વેદી ઉપર હોમવા–આહુતિ આપવા લાગ્યો હતો.

જોતજોતામાં યવન લશ્કરનો મોટો ભાગ કપાઇ ગયો. સેનાપતિ રૂસ્તમના અશ્વને બાણ વાગ્યું, તેથી તે એક સૈનિકનો ઘોડો લઇ રણભૂમિમાંથી નાસવા લાગ્યો. મુસલમાનો સેનાપતિને નાસતો જોઇ જેને જેમ ફાવે તેમ નાસવા લાગ્યા. યવન લશ્કરમાં મોટું ભંગાણ પડયું. રાજપૂતો 'પકડો, પકડો!' કરી મુસલમાનોની પછવાડે પડયા. ભયથી ધ્રુજતા અને પાછું વળી જોતા લાંબી દાઢીવાળાઓ બની શકે એટલા સામર્થ્યથી દોડતા હતા. ક્ષત્રિયવીરો તેમને પકડી પકડીને જમીનદોસ્ત કરતા હતા. લગભગ બે પ્રહર સુધી એ યુદ્ધ વ્યવસાય ચાલ્યો. સમરભૂમિમાં મુડદાંઓના ઢગ જામી ગયા, કોઇની ભુજાઓ કપાઇ ગએલી, તો કોઇના પગ કપાઇ ગએલા, કોઇનાં માથાં જુદાં પડેલાં તો કોઇનાં કાન–નાક અલગ થઇ ગએલાં! એમ સર્વત્ર ભયાનક દશ્ય થઇ રહ્યું હતું. ગીધ અને શૃંગાલાદિને સારો તડાકો

પડયો હતો. જ્યારે તે સ્થળ મુસલમાન રહિત થઇ ગયું ત્યારે રાણાએ ભીષણ ગર્જના કરી કહ્યું—'બહાદુર ક્ષત્રિયવીરો! આજના રણયજ્ઞમાં આપણા ઘણા વીર યોદ્ધાઓનું બલિદાન અપાઇ ચૂકયું છે. સ્વર્ગમાં જઇને તેઓ ક્યારનાએ અપ્સરાઓને વરી ચૂકયા છે. જેઓ આપણે જીવતા રહ્યા છીએ તેઓએ ભવિષ્યના આવા પ્રસંગો સારૂ તૈયાર રહેવું જોઇએ. અત્યારે તો ભગવાન્ એકલિંગજીનું સ્મરણ કરી ચાલો પંથે પડીએ.' સર્વ અવશિષ્ટ સંઘ શ્રીનાથદ્વારાને માર્ગે ચાલ્યો.

---

## (૩૬) ફકીરનો પ્રસ્તાવ.

નિર્જન વનમાં નદીને કિનારે એક પર્ણકુટીમાં વૃદ્ધ ફકીર જમીન ઉપર બેઠેલો છે. તેની સામે દુર્ગાદાસ એક આસન ઉપર બેઠો છે. દુર્ગાદાસની વિશાળ લાલ આંખોમાંથી આંસુની ધારાઓ વહી રહી છે. ઘણીવારે તેણે પોતાનાં આંસુઓ લુંછી નાંખી ફકીરનું મુખમણ્ડળ નિહાળીને કહ્યું—'દેવ! આટલા દિવસો પછી આપના મોઢામાંથી આવી નિષ્ઠુર વાત મારે કેમ સાંભળવી પડી?'

ફકીરે ઉત્તર આપ્યો:—'રાઠોડવીર! વિધાતાનીને ઇચ્છા ટાળવી, એ મનુષ્યના અધિકારમાં નથી; તેથી હું કહું છું કે થોડા વખતને માટે યુદ્ધ બંધ રાખો. આ લાંબા સમયના યુદ્ધવ્યવસાયી બહુ હિન્દુ વીરો માર્યા ગયા છે. આ સમયે આ રક્તસ્રોત બંધ થવો જોઇએ. દક્ષિણમાંથી તમારા પાછા આવતાં પહેલાં રાજશિશુ અજીતસિંહને તેમના અજ્ઞાતવાસ નિભૃત—શૈલથી જોધપુર લાવ્યા, એ ઠીક થયું છે. ઔરંગજેબ આ વખતે વિષહીન સર્પ પ્રમાણે હીનસત્ત્વ બની રહ્યો છે. તેની તાકાત નથી કે તે રાજશિશુનો વાળ પણ વાંકો કરી શકે! ઘણા સમયની દીર્ઘ નિદ્રા પછી સુપ્ત રહેલી જાતિ જાગૃત થઇ છે. અસુરોની રક્ત—ધારાથી ભારતની છાતી કર્દમિત થઇ રહી છે. મારો પણ અન્તિમ સમય ઉપસ્થિત થયો છે. જીવન સમાપ્ત થયા પહેલાં જો આ ખુનરેજી બંધ થાય તો આનંદ પૂર્વક હું મૃત્યુને આધીન થઇ શકું!'

દુર્ગાદાસે સજળ નેત્રે અને વિકૃત વદને કહ્યું—'વિધાતાની શું આવીજ ઇચ્છા છે? હું આ વાત ઉપર વિશ્વાસ કરી શકતો નથી. નિખિલ જગતના અધિપતિ શું આટલા બધા નિષ્ઠુર છે? શું આ તેમનું મંગળમય વિધાન છે? હાય! દેવ! અન્તમાં શું આવી નિષ્ઠુર સલાહ આપની પાસેથીજ મારે સાંભળવી પડે છે? મ્લેચ્છ—ઉચ્છેદના મહાવ્રતને તિલાંજલિ આપી દુર્ગાદાસ શી રીતે જીવન ધારણ કરી શકશે? સોનાનો

ભારત પ્રતિદિન રસાતળમાં પ્રવેશ કરતો જોઇ દુર્ગાદાસ કેવી રીતે નિશ્ચિંત રહી શકે ? અનંત જ્ઞાનશાલી, ત્રિકાળદર્શી, મહાયોગિ ! આપનું આ દિવ્યજ્ઞાન આપની પાસેજ રાખો ! આપના આ નિષ્ઠુર વિચાર સાથે સહમત થવું આ દુર્ગાદાસને માટે અસંભવિત છે !'

રાઠોડ સેનાપતિ બાળકની પેઠે રોતો રોતો રૂંધાએલા કણ્ઠથી કહેવા લાગ્યો—' જનની ભારતભૂમિ ! નિખિલ ભુવનની અધીશ્વરી! અગણિત દેવતાઓની પ્રસૂતા ! સસાગરા વસુન્ધરાની શિક્ષયિત્રી ! રાઘવ અને અર્જુન, વાલ્મિકિ અને વેદવ્યાસ, સીતા અને દ્રૌપદીની જનની ! હવે કયારે તારા તે દિવસો પુનઃ આવશે ?'

ફકીરે ઉત્તર આપ્યો—' ધૈર્ય ધરો, વીરવર ! નક્કી જાણજો કે ભારતનો આ અન્ધકાર ચિરસ્થાયી નથી. ધર્મનો જય અને પાપનો પરાજય અવશ્યમ્ભાવી છે. યથા સમયે વિધાતાના આ અલંઘનીય વિધાનને ભારતવાસીઓ પ્રત્યક્ષ દેખી શકશે ?'

' હા, દેવ ! એ દિવસો ફરીને કયારે દેખી શકાશે ?'

' શું તમે નથી જોતા કે મહાપાપી ઔરંગજેબની મૂર્ખતાથી તેના પાપમય રાજ્યનો નાશ થવામાં હવે વધારે વિલંબ નથી. દાનવ-સમ્રાટ્ દક્ષિણમાંથી હવે ઉત્તર હિન્દની રાજધાનીમાં ફરી પાછો આવી શકશે નહિ ! ઔરંગજેબની ભ્રમાત્મક રાજનીતિ ભવિષ્યમાં આ વિસ્તીર્ણ ભરતખણ્ડના રાજપુરુષોને શિક્ષણ આપતી રહેશે !'

'અને ત્યાં સુધી શું અમે ક્ષત્રિય વીરો નિશ્ચિત અને નિશ્ચેષ્ટ થઇ દાનવો—રાક્ષસોની પરિચર્યામાં જીવન વ્યતીત કરીએ ?'

ફકીરે સહજ હાસ્ય કરીને જવાબ આપ્યો;—' એ સમય આ-વતા સુધીમાં અમે આ પૈશાચિક શકિતને બદલે આધ્યાત્મિક શક્તિનો સંગ્રહ કરીશું. જે જ્ઞાનયોગથી ઉત્પન્ન થએલા કર્મયોગથી સમગ્ર જગત્ ઉજ્જ્વલ થયું હતું, તે કર્મયોગને આપણે હિન્દુ-મુસલમાન સર્વે એક થઇ આ ભારતવર્ષમાં વિસ્તારવાનો ઉદ્યોગ કરીશું—એ અપૂર્વ કર્મયોગનો અભ્યાસ કરીશું. એ અનંતશક્તિ, અનાદિ પુરુષ આ મહા-યોગના યજ્ઞેશ્વર છે. તેઓ અધર્મ, અત્યાચાર અને ઉત્પીડનના પરમ શત્રુ છે. આપણે રણયજ્ઞને બદલે હવે કર્મયજ્ઞ આરંભીએ. એ પુણ્ય-વ્રતમાં-યજ્ઞમાં શ્રીયજ્ઞેશ્વર પ્રભુ આપણને સહાયક થશે એ, નક્કી જાણજો.'

આ વખતે એકાએક થોડે દૂર જાતજાતનાં વાજિંત્રોના અને બહુ સંખ્યક લોકોના ધ્વનિ સંભળાયા. દુર્ગાદાસે કહ્યું—' આ શું ? આજ આવા વિષાદને દિવસે આનન્દમય—કોલાહલ કેવો ?'

ફકીરે ઉત્તર આપ્યો—'વત્સ ! આપણે બહુ દિવસોથી નવજીવન—સંગ્રામની વિભીષિકામય, રક્તસ્રોત રંગભૂમિમાં વિષાદના ભીષણ અભિનય જોઇ રહ્યા છીએ. માટે ચાલો, અન્તમાં એકવાર આજના એ આનંદોત્સવમાં સંમિલિત થઇએ.'

અસંખ્ય લોકોનો આનન્દમય કોલાહલ, ભિન્ન ભિન્ન પ્રકારનાં વાદ્યોનો ગંભીર નિનાદ, અગણિત એવા ગજયુથોનો પદધ્વનિ, ફકીરના મધુર, આનંદમય કણ્ઠસ્વરમાં મળી ગયો. વિજયપાળે કુમાર અમરસિંહનો હાથ પકડી આગળ વધી ફકીરને અભિવાદન કરી દુર્ગાદાસને કહ્યું—'આપ શું આ વીરને ઓળખો છો ? ખેડુતની ઓલાદથી રાજકુમારોની ઉત્પત્તિ આપે આથી પહેલાં કદી પણ સાંભળી નહિજ હોય ?'

## (૩૭) તોરણ પ્રવેશ.

આજે વૈરાગ્યવ્રત ધારિણી સંન્યાસિનીઓનો શાન્તિમય આશ્રમ, રાધાશ્યામનું પ્રેમ—નિકેતન નાથદ્વારા એકાએક કોલાહલમય રાજધાનીમાં પરિણત થએલ છે. મન્દિરની પાસે કેટલાએક તંબુઓ તાણેલા છે. તેની ચારે તરફ અગણિત સૈનિકોની પંક્તિઓ ચંદ્રમાના પ્રકાશમાં શોભી રહી છે. અચાનક જાણે કોઇ મોહિનીમંત્રના બળથી સંસાર—ત્યાગી વૈરાગીગણ ચિરસંન્યાસ ભૂલી જઇ આજ પુનઃ સાંસારિક કોલાહલમાં સંમિલિત થયા હોય તેમ જણાય છે. સંગ્રામ—વ્રતધારી ક્ષત્રિય યોદ્ધાઓ આજ સમર—પ્રાંગણનો ત્યાગ કરી, યવન—વધનું મહાવ્રત ભુલી જઇ આનંદોત્સવમાં નિમગ્ન થઇ ગયા છે. રાજપૂતાનાના સર્વે રાજપરિવારની રમણિયો પ્રાયઃ આજના આ પરિણામ—ઉત્સવમાં સામિલ થવાને માટે આવી છે. જોધપુર રાજમહિષી દેવી અરુન્ધતી પણ માતૃ—મન્દિરની સ્ત્રીઓને સાથે લઇ આવેલી છે. આજ નર—નારી સર્વેના મુખ ઉપર આનંદની ઝલક દ્રષ્ટિગોચર થાય છે. કેવળ એક નવીન સન્યાસિની આજના આ આનન્દ કોલાહલથી દૂર નાસી જઇ એકલી નદી કિનારે બેઠી બેઠી રૂદન કરી રહી છે. તેનાં આંસુઓથી ભીંજાએલાં ગેરૂઆં વસ્ત્રો કમનીય કનકલતાથી અલગ થઇ રેતીમાં રોળાઇ રહ્યાં છે. તેના વીખરાએલા વાળો અનાદરથી નદીના પ્રવાહમાં વહન કરી રહ્યા છે. તેનાં નીલોત્પલ નયનો ભેદીને જળધારા બહાર ચાલી આવે છે. વાચકોને જણાવવાની જરૂર નથી કે આ તપસ્વિની કોણ છે ? હા, ખેડુત—સૈનિક ! આ વખતે તું એક-

વાર રાજાધિરાજના કુમારના વેશમાં રાજકુમારીની સામે આવી ઉભો રહે તો કેવું સારૂં ?

મન્દિરની સામે કુસુમની માળાઓ અને સ્તબકદામ શોભિત તોરણો બાંધેલાં છે. તેની એક તરફ કુમાર અમરસિંહનો તંબુ અને બીજી તરફ સ્ત્રીઓનું અન્તઃપુર છે. પ્રદોષકાળ ઉપસ્થિત થતાં કેટલીક રમણીઓ એકત્ર થઇ. તેમના હાથમાં કુસુમનાં ધનુષ અને કુસુમનાં બાણ છે. તોરણની બીજી તરફ રાજ પુરુષગણ લશ્કરી પોશાક અને સુવર્ણ નિર્મિત બખ્તરથી સુશોભિત થઇ સુવર્ણનાં ધનુષ અને સુવર્ણનાં તીર હાથમાં લઇ અમરસિંહની પાસે ઉભેલા છે. સર્વેની સામે કુમાર વિજયપાળ છે. અમ્બરમાં બહુ દિવસથી આ નિયમ પ્રચલિત છે કે પાણિગ્રહણ—ઉત્સવ પહેલાં જાનૈયાઓને કુસુમાયુધા રમણીઓ સાથે યુદ્ધ કરી અન્તઃપુરમાં પ્રવેશ કરવો પડે છે. આ અપૂર્વ નર—નારી સંગ્રામમાં એક તરફથી સેનાપતિ વિજયપાળ છે અને બીજી તરફથી વિલાસકુમારી છે! નારી—સેનાપતિ વિલાસ કુસુમવસ્ત્રથી શોભિતા બની પુષ્પ નિર્મિત ધનુષમાં પુષ્પ—બાણ ચડાવી આગળ વધી. વિજયપાળ પણ કાંઇક આગળ વધી ગાવા લાગ્યો.

પુરુષોના ગાન પછી સ્ત્રીઓએ પણ એક મનમોહક ગીત ગાયું. તે પછી પુરુષોએ તલવારો મ્યાનમાં રાખી ધનુર્બાણ જમીનપર ફેંકી દઇ હાથ જોડીને સ્ત્રીઓને કહ્યું—' સુન્દરીઓ ! અમે તમારાથી હાર્યા ! તથા હાથ જોડીને પ્રાર્થના કરીએ છીએ કે હવે રસ્તો છોડી દ્યો.'

અચાનક એ આનંદ કોલાહલનો ભંગ કરી કોઇના રડવાનો અવાજ સંભળાયો. પાસેજ એક રમણી રોતી રોતી બોલી—' હાય ! હાય ! સર્વનાશ થઇ ગયો ! તમે લોકો સત્વર દોડો. જુઓ, રાજકુમારી અમ્બાલિકા નદીના પ્રવાહમાં કુદી પડી છે ! '

આનંદ-કોલાહલ બંધ થયો. નર-નારી યુદ્ધ સમાપ્ત થયું. પ્રેમ કોલાહલ વિષાદના હાહાકારમાં પરિણત થયો. સર્વ લોકો હાહાકાર કરતા નદીને કિનારે દોડયા. અમ્બાલિકા જ્યાં કુદી પડી હતી તે સ્થાન પેલી રુદન કરતી સ્ત્રીએ દેખાડયું. તરંગિણી સુધાંશુને હૃદયમાં ધારણ કરી કલ કલ ધ્વનિથી નાચી રહી હતી. અમ્બાલિકાનો કયાંએ-કાંઇ પત્તો લાગતો નહોતો !

## ( ૩૮ ) ભારતની રમણી.

નાથદ્વારાથી અર્ધકોસ દૂર જુના નદિને કિનારે એક નિર્જન ઉપવનમાં તેજ પરિચિત વૃદ્ધ મુસલમાન ફકીર બેહોશ અમ્બાલિકાને ખોળામાં લઇ બેઠો હતો. તેની સામે ઉભેલી વિલાસકુમારી અશ્રુઓ વરસાવી રહી હતી. 'પુત્રી !' ફકીરે કહ્યું:–' રડ નહિ. ભગવાનની ઇચ્છા પૂર્ણ થવા દે.'

વિલાસકુમારી સજળનેત્રે હાથ જોડી બોલી–' ગુરુદેવ ! આ જીવનની આશા પૂર્ણ કરો. અમ્બાલિકાનો જીવ બચાવો.'

'પુત્રી ! હું હજુ સુધી સમજી શકતો નથી કે બુદ્ધિમતી થઇને તેં આવું બેવકૂફીનું કામ કેવી રીતે કર્યું ? તે આટલા દિવસ સુધી અમ્બર–રાજકુમારીને અમરસિંહનું ખરૂં ઓળખાણ–પ્રકૃત પરિચય કેમ ન કરાવ્યો ? જો તેં તેને સર્વ હકીકત જણાવી હોત, તો આપણે આ ભીષણ દૃશ્ય જોવું ન પડત ! શું તું ખરેખર અમરસિંહ સાથે અમ્બાલિકાનો વિવાહ થએલો જોવા ઇચ્છે છે ?'

વિલાસકુમારીએ રોતાં રોતાં ઉત્તર આપ્યો–' હા ! દેવ ! આટલા દીર્ઘ પરિચયે પણ આપને મારો વિશ્વાસ ન આવ્યો ? આ દુર્ભાગિનીએ જાણ્યું–ધાર્યું–હતું કે વિવાહ વખતે અમ્બાલિકા પોતાના એ દરિદ્ર યુવકને રાજવેશમાં જોઇ પોતાનું સર્વ દુઃખ એકવાર ભૂલી જશે. મનમાં આશા હતી કે અચાનક નવ–દંપતીને સુખ સાગરમાં તરતાં જોઇ હું જીવન સફળ કરીશ. શું તે આશા પૂર્ણ નહિ થાય ? મારી પ્રાર્થના છે કે આ ક્ષુદ્રબુદ્ધિ બાલિકાનો અપરાધ ક્ષમા કરી અમ્બાલિકાને જીવન દાન કરો. બોલો, દેવ ! આપને ઉત્તર ન આપતા જોઇ મારૂં હૃદય બહુજ વ્યાકુળ થાય છે. આ ચિર દુઃખિનીના ઇહજીવનની એક વાસના પણ શું પૂર્ણ નહિ થાય ?'

'પુત્રી ! ચિંતા ન કર. તારી સખીની જીંદગીમાં હવે આ–શંકા કરવા જેવું નથી. વિધાતાના મંગળમય આદેશથી હું બરાબર સમયે અહીં પહોંચી ગયો હતો.'

'દેવ ! આજ્ઞા આપો, કે હું આ સુખના સમાચાર મેવાડના રાજકુમારને અહીંથી જઇને યથાસ્થિત કહી સંભળાવું.'

'ઉભી રહે પુત્રી ! મારે તને બીજી પણ કેટલીક વાતો પૂછવાની છે, તેનો જવાબ દે. તારા સ્વામીની સાથે અમ્બાલિકાનો વિવાહ થવાથી તું સદાને માટે ઐહિક જીવનમાં પતિ સુખથી વંચિત રહેશે. તારી ભવિષ્યની દશા શું થશે એ વાતનો નિશ્ચય ન કરી શકવાને લીધે મારૂં હૃદય ઘણું વ્યાકુળ થઇ રહ્યું છે ! વિધાતા ! શું અન્તિમ સમય

મારા ભાગ્યમાં આવોજ નિર્માણ થયો છે? મેં શું આજે મારા હાથ-થીજ મારી કન્યા સદૃશ બાલિકાના સાંસારિક સુખના ઉચ્છેદનું સાધન કર્યું ?'

વિલાસકુમારીએ આથી પહેલાં ફકીરના મુખથી કદીપણ આવી કાતરોક્તિ સાંભળી નહોતી. તેણે તેના ચિર આનંદમય મુખમણ્ડળ ઉપર કદી વિષાદની રેખા જોઇ નહોતી. વિલાસકુમારી ઘુંટણ ટેકાવી નીચે બેસી ગઇ અને કરૂણ સ્વરથી બોલી—'ગુરુદેવ! આપ તો અન્તર્યામિ છો. સ્ત્રીઓની મનોવૃત્તિ શું આપનાથી છાની છે? કુમાર અમરસિંહ મારા સ્વામી છે. મારા ઇહજીવનના ઇષ્ટ દેવતા છે, મારા પરલોકના અધીશ્વર છે, મારા આ તુચ્છ પ્રાણુ શું તેમના પ્રાણથી વધારે છે? ગુરુદેવ! તેમના ચરણની નીચેનો માર્ગ સાફ કરવામાં પણ જો મારૂં રક્ત આપવું પડે તો તેમાં મને અસીમ સુખ થશે! મને આપ આશીર્વાદ આપો કે હું મારા હૃદયેશ્વરને તેમની વ્હાલી અમ્બાલિકા સાથે પરણતા જોઇ નારી સુખની પરાકાષ્ઠાનો લાભ પામું!'

ફકીર આકાશની તરફ દૃષ્ટિ કરી હાથ જોડી બોલ્યોઃ—'દયામય પ્રભો! આ પાપતાપમય જગત્‌માં આ સુરસુન્દરીની ઉત્પત્તિ તમે શામાટે કરી હતી?' કેટલીકવાર આંખો બંધ રાખી તે ચિન્તા કરતો રહ્યો. પછી કંપિત અધર અને કરૂણ સ્વરથી બોલ્યોઃ—'જા, પુત્રી! રાજકુમારીની જીવન-રક્ષાના સમાચાર અમરસિંહને કહી સંભળાવ. હું આશીર્વાદ આપું છું કે તારી આશા સફળ થશે. તારા સ્વાર્પણથી ભારત-રમણિયોમાં તારૂં પદ શ્રેષ્ઠ ગણાશે. તારી પ્રતિજ્ઞામાં દૃઢ રહેવાનું મનોબળ તું સાચવી શકશે!'

---

## (૩૯) અમૂલ્ય-હીરો.

નદી કિનારેનું ન્હાનું ઉપવન સૂર્યનાં પ્રાતઃકિરણોના પ્રકાશમાં રસી રહ્યું છે. સ્રોતસ્વિનીના કલકલ રવ અને પક્ષિયોના મધુર કૂજનથી જુના-નદીનો પ્રદેશ પ્રતિધ્વનિત થઇ રહ્યો છે. પ્રભાતની ધીમી અને ઠંડી પવન લહરી કુસુમવાસથી સુવાસિત થઇ રાજકુમારી અમ્બાલિકાના અલકદામ સાથે કેલી કરી રહી છે. અમ્બાલિકા હજુ પણ એ નિર્જન ઉપવનમાં જમીન ઉપર સુતેલી છે. રાજકુમારી નિદ્રામાં સ્વપ્ન જોઇ રહી હતી કે એ શોકત્તાપમય મૃત્યુલોકને છોડી સુરલોકમાં આવી ચડી છે. એ વિટપદલ ગુંજિત, અપ્સરા-કણ્ઠ નિનાદિત, મુક્તલતા અને હીરક કૂસોથી સુશોભિત સુરલોકમાં બેઠેલો ફકીર સ્વર્ગીય

રૂપથી દેવ સભાને ઉજ્વળ કરી રહ્યો છે—અમ્બાલિકાએ જોયું કે ફકીર પોતાને મીઠા શબ્દોમાં બોલાવે છે—'આવ, પુત્રી! અહીં વિષાદ નથી, વૈષમ્ય નથી, વર્ણભેદ નથી, અહીં ન્હાના મોટા, ગરીબ તવંગર, રાજા રંક, સર્વના અધિકાર સમાન છે!' અમ્બાલિકાએ એક દીર્ઘ શ્વાસ લઇ કહ્યું—'ત્યારે પાપમયી પૃથ્વીનો પરિત્યાગ કરી તે ખેડુત-યુવક આ શાંતિનિકેતનમાં કેમ નથી આવ્યો?' ફકીરે બાલિકાના હૃદયનો ભાવ સમજીને હસતાં હસતાં કહ્યું—'આ જો, પુત્રી! પાપી નરલોકનો પરિત્યાગ કરી યુવક પણ આ આનન્દધામમાં આવી પહોંચ્યો છે!' રાજકુમારીએ આશ્ચર્યપૂર્વક જોયું—દેવતાઓ જેના સુન્દર વેશમાં યુવક પોતાની સામે આવી હસી રહ્યો છે. રાજકુમારીએ આશ્ચર્ય, વિષાદ અને અભિમાનથી તેનો તિરસ્કાર કરી કહ્યું—'તમે આટલા દિવસો સુધી મને આ આનંદધામમાં કેમ ન લાવ્યા?' જાણે તે તરૂણે અમ્બાલિકાના પગમાં પડી કહ્યું—'ક્ષમા કરો, રાજકુમારી! આ જીંદગીમાં હું પુનઃ તમારો પરિત્યાગ નહિ કરૂં!'

એકાએક અમ્બાલિકાની નિદ્રા તુટી ગઇ. સ્વપ્ન સમાપ્ત થયું. તેણે જાગૃત થઇ જોયું. શું જોયું? રાજાધિરાજ-વેશધારી યુવક ખરેખર તેનાં ચરણોમાં પાસે બેઠેલા છે. યુવકે કહ્યું—'ક્ષમા કરો, રાજનંદિના! હવે હું આ જીંદગીમાં કદી તમારો પરિત્યાગ નહિ કરૂં!'

અમ્બાલિકા એકવાર આંખ બંધ કરી થોડીવાર પછી ઉઘાડી જ્ઞાનશૂન્ય પ્રમાણે તે પ્રેમમય-અમૃતમય મુખ જોવા લાગી. કુમારે અમ્બાલિકાને કહ્યું—'ક્ષમા કરો, રાજકુમારી!'

રાજકુમારીકાએ ક્ષીણ સ્વરથી ધીમેથી પૂછ્યું—'તમે અહીં ક્યાંથી આવ્યા? તમારો આ ઠાઠ શો? તમે કઇ વાતની માફી ચાહો છો? તમે મારો શું અપરાધ કર્યો છે? હું તો તમારા બોલવાનો કાંઇ ભાવાર્થ સમજતી નથી!'

'તમને આટલા દિવસો સુધી મેં કાંઇ કહ્યું નહોતું. અમ્બાલિકા! હું મેવાડનો રાજકુમાર અમરસિંહ છું.'

રાજકુમારી કેટલીકવાર શાન્ત રહી અમરસિંહના મુખ તરફ જોઇને પૂછવા લાગી—'ત્યારે તમે આટલા દિવસ'—તેઆગળ બોલી શકી નહિ. તેનો કંઠ રૂંધાઇ ગયો. આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. અમરસિંહ તેનું વદન મણ્ડળ પકડી અશ્રુઓ ચુમી લીધાં. અચાનક અમ્બાલિકાના ક્ષીણદેહમાં પ્રભૂત બળ આવી ગયું, તે અમરસિંહના હાથમાંથી પોતાનું શરીર છોડાવી ઉભી થઇ ગઇ. તેનો પાણ્ડુવર્ણ

મુખમણ્ડળ લાલ થઇ ગયું, નયનયુગલ પ્રફુલ્લિત થયું. તેણે સજળ નેત્રે રોષ અને અભિમાન સાથે પૂછ્યું–'ત્યારે આટલા દિવસો સુધી મને તમે આવી યંત્રણા કેમ આપી? તમે નિષ્ઠુર છો; તમારૂં હૃદય પાષાણનું બનેલું છે. તમે ક્ષમાને યોગ્ય નથી. જાઓ, જાઓ, હવે મને ન અડશો!'

અમરસિંહે કહ્યું–રાજનંદિની! મને વિશ્વાસ છે કે તમે મારી પહેલાંની સર્વ વાતો સાંભળીને મારી સર્વે કસુર માફ કરશો. માતાની આજ્ઞાથી આટલા દિવસો સુધી પહાડી કિલ્લામાં ખેડુતના વેશમાં હું રહ્યો હતો.'

તેટલામાં ઉપવનમાં કદમ્બ વૃક્ષની પાછળથી કોઇએ ગાયું–**सखी हे, केशिमथन मुदारम्!'**

વિલાસકુમારી ગીત ગાતી અને હસતી તે નવ–દંપતીની પાસે આવી ઉભી રહી. અમ્બાલિકાએ ચમકીને પોતાની જળભરિત આંખો ઘુંઘટપટમાં છૂપાવી દીધી. વિલાસકુમારી હસતી હસતી તાળી બજાવી ગાવા લાગી—

**प्रथम समागम लज्जितया पटुचाटु शतैरनुकूलं,**
**मृदु-मधुर-स्मित-भाषितया—'**

'અમ્બાલિકાએ ચપળતાથી વિલાસકુમારીની પાસે જઇ તેના મુખ ઉપર બન્ને હાથ રાખી ગીત બંધ કરાવી કહ્યું–' અહ્, સખી! તું તો બહુ નિર્લજ્જ છે!'

વિલાસકુમારીએ અમ્બાલિકાનો હાથ પકડી બનાવટી ક્રોધથી અમરસિંહની તરફ જોઇને કહ્યું–' તમે દીન–હીન ખેડુત થઇને કયા સાહસથી અમ્બર—રાજકુમારીનો અંગસ્પર્શ કરો છો?'

અમરસિંહે અમ્બાલિકાના બન્ને હાથ પોતાના ગળાની આસપાસ વીંટાળી હસતાં હસતાં કહ્યું–' હવે હું દીન હીન ખેડુત નથી. આ જુઓ દેવી! આજે સમગ્ર જગતનો સર્વ શ્રેષ્ઠ અમૂલ્ય–હીરો મારા ગળાની શોભા વધારી રહ્યો છે!'



## ઉપસંહાર.

ફકીરે દુર્ગાદાસને જે વાત કહી હતી તેજ થઇ. થોડાજ દિવસમાં તેણે કુમાર અજીતસિંહને જોધપુરના સિંહાસન ઉપર બેસાડ્યો. મેવાડના મહારાણાએ ઘણા આદરથી અસીમ ગુણશાળી વીર રાઠોડ સેનાપતિને પોતાની રાજધાનીમાં લાવી ભારી માન આપ્યું. ઇતિહાસજ્ઞ પાઠકોના સ્મરણમાં હશે કે દુર્ગાદાસની બાકીની જીંદગી ઘણા આનંદથી મેવાડ રાજધાની ઉદયપુરમાં વ્યતીત થઇ હતી. અમરસિંહે

મેવાડના સિંહાસન ઉપર બેસી દુર્ગાદાસના ખર્ચને માટે ઉદયપુર-રાજકોષમાંથી પ્રતિદિન પાંચસો રૂપીઆ પ્રદાન કરવાનો પ્રતિબંધ કર્યો હતો.

અમરસિંહના વિવાહોત્સવને દિવસે વિજયપાળે મનમાં ને મનમાં કલ્પના કરી હતી કે આવાજ સમારંભથી પોતે કોઇ કન્યા સાથે વિવાહ કરશે! તેનો અભિપ્રાય જાણીને સ્ત્રીઓ તેની ખૂબ હાંસી કરવા લાગી પરન્તુ તેમની વાતો ઉપર ધ્યાન ન આપતાં કાળાપહાડે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી. એક મહિના પછી ચંદાવત સેનાપતિની કન્યા સાથે તેનું લગ્ન થયું. તે વારંવાર ઉદયપુર અને જોધપુર પ્રભૃતિ સ્થાનોમાં જઇ પોતાના રમુજી સ્વભાવથી તરૂણ રાજાઓને આનન્દ કરાવતો.

અમ્બર રાજકુમારીના વિવાહને ત્રીજે દિવસે ફકીરે આ જગત્‌માંથી પોતાની માનવલીલા સંવરણ કરી! અમરસિંહની આજ્ઞાથી અરવલ્લી શૈલ ઉપર માતૃમંદિરની પાસે તેના પવિત્ર દેહને દફનાવી તેના સમાધિસ્થાન ઉપર એક બૃહત્ પ્રસ્તર-સ્તંભ ઉપસ્થિત કર્યો.

વિવાહોત્સવ સમાપ્ત થયા પછી વિલાસકુમારીને પુનઃ કોઇએ જોઇ નહિ! કેટલાક દિવસ પછી અમરસિંહને અને અમ્બાલિકાને માલમ પડયું કે વિલાસકુમારી અભાગી સોલંકી સેનાપતિ વિક્રમસિંહની કન્યા દેવયાની અને અમરસિંહની પરિણિતા સ્ત્રી છે. તેઓ એ પણ સમજી શકયાં કે કેવળ તેમના નવદંપતિના સુખને માટેજ તે દેવરમણીએ આત્મ-બલિદાન કર્યું છે. અમરસિંહે ઘણા દિવસો સુધી જુદાં જુદાં સ્થાનોમાં વિલાસકુમારીની ખોળ કરાવી; પરન્તુ તેનો કયાંઇ પત્તો લાગ્યો નહિ!

ત્રણ વર્ષ પછી એક દિવસ અમરસિંહ અમ્બાલિકાને સાથે લઇ ફકીરનું સમાધિસ્થાન જોવા ગયો હતો. નોકર-ચાકરોને દૂર રાખી તે સન્ધ્યા સમય પછી ફકીરના પવિત્ર સમાધિસ્થાનમાં આવ્યો. સહસા તે નિર્જન, પ્રાણી સમાગમ શૂન્ય પહાડ ઉપર કોઇનો ગીતધ્વનિ સંભળાયો. આગળ વધી બન્નેએ જોયું કે એક શુભ્રવસના, આલુલાયિત કુન્તલા રમણી સમાધિ સ્તંભની પાસે ઉભી ઉભી ગીત ગાઇ રહી છે, તેઓએ પાસે જઇ જોયું કે તે રમણી બીજી કોઇ નહિ, પણ વિલાસકુમારીજ છે. તે નિર્જન કૌમુદિ-વિધૌત શૈલશૃંગ ઉપર, પવિત્ર સમાધિસ્થાનની સામે ધ્વંસાવશેષ માતૃમન્દિરના પથ્થરોની ઉપર ઉભી રહીને અપૂર્વ રૂપ-જ્યોતિથી દશે દિશાઓને ઉજ્જવલ કરતી સુરસુન્દરી વિલાસકુમારી ગાઇ રહી હતી કેઃ-**म्लेच्छनिवहनिधने कलयसि करवालम्—**

**સંપૂર્ણ.**

## સ્ત્રીઓની સુંદરતા શામાં છે ?

કાળા-રેશમ જેવાં-ચળકતાં વાળોમાં
છે અને તેવા વાળ બનાવવા માટે-

# કામિનીઆ હેર ઑઇલ.



એ એક જગપ્રસિદ્ધ અને સ્ત્રીઓનું માનીતું, મધુર સુગંધિથી ભરપૂર તેલ છે. આ તેલ પુરૂષો, બાળકો અને સ્ત્રીઓને માટે પણ એક સરખું અને ઘણુંજ ઉપયોગી અને ફાયદાકારક છે.

એશિઆખંડની અબળાઓ પોતાની સુંદરતા વધારવા માટે તેનો હમેશાં હોંશથી ઉપયોગ કરે છે. કારણ ? તે ખરી પડતા વાળોને અટકાવી મજબૂત બનાવે છે. મગજને શાન્ત રાખે છે. તે સુગંધમય ખુશબો આપે છે અને બાલ સાફ કરવા માટે તે મનોરંજક તેલ છે. વિગેરે ગુણોથી તે જગતનું જાણીતું અને માનીતું તેલ થઇ પડેલ હોવાથીજ સ્ત્રીઓના મુખ્ય શૃંગારરૂપ મનાય છે.

તમારા વાળને માટે તેલ ખરીદતી વખતે દુકાનદાર પાસેથી **કામિનીઆ ઑઇલ** માગજો.

કિં. શીશી ૧ નો રૂ. ૧) ૩ શીશીના રૂ. ૨–૧૦–૦ વી. પી. ખર્ચ જૂદું.

લખોઃ–ધી એંગ્લો ઇંડિયન ડ્રગ એન્ડ કેમિકલ કંપની,

જુમામસજીદ—મુંબઈ.

સસ્તામાં સસ્તું અને સુંદર વાર્તાસાહિત્ય.

સરસ વાર્તાઓના મહાસાગરરૂપ

મ્હોટામાં મ્હોટું, સોંઘામાં સોઘું, સર્વોત્તમ, મનહર,

સુબોધક-સુનીતિપૂર્ણ,

આનંદ-ગમ્મત-જ્ઞાનગોષ્ઠિ-આપનાર,

સર્વોપયોગી માસિક.

# વાર્તાવારિધિ.

પ્રતિમાસે ૭૫ પૃષ્ઠમાં સાંસારિક, ઐતિહાસિક, ધાર્મિક,
સામાજીક, વૈજ્ઞાનિક અને ડિકેટ્ટીવ સંપૂર્ણ રસીલી
નવલકથાઓ, ઉપન્યાસો, વાર્તાઓ-કથાઓ, નાટકો,
વિવિધ વર્તમાન, ઇનામવાળા અને ઉત્સાહક
તથા ઉપયોગી લેખાવલિ આવે છે.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૧૨-૦.

દર વર્ષે એક ઉત્તમ નવલકથા ભેટ મળે છે.

પ્રયોજક,

ઉદયચંદ લાલચંદ પંડિત.

નં. ૧૮૪૯ આકાશેઠના કુવાની પોળ,

રાયપુર-અમદાવાદ.

દરેક છુટક અંકના ૭ આના.

નમૂનાનો અંક મફત.

# અપૂર્વ વાંચનનો ભંડાર !

સુપ્રસિદ્ધ—ઉત્કર્ષક—મનોરંજક—સુબોધક.

**સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધજન માટે પ્રકટ થતું**

**વિવિધ રસભરેલ સસ્તામાં સસ્તું નવું**

**સર્વોત્તમ સાહિત્ય.**

**પ્રભુ પ્રેમની પવિત્ર પ્રસાદી સ્વરૂપ આનંદનાં ઉજળાં લ્હાણાં મળે**

આજેજ ગ્રાહક થાઓ.

**આ અમૂલ્ય તક ગુમાવતાજ નહિ !**

# વિવિધ વાર્તામાળા.

જેમાં રસભરી, જાદુઈ, સાંસારિક, ધાર્મિક, ઐતિહાસિક, વૈજ્ઞાનિક અને ઉદ્દેશપૂર્ણ (જ્ઞાન-વિજ્ઞાન, નીતિ-શૌર્ય, પ્રેમ-વિલાસિતા, વિવેક-વિચાર, વૈભવ વગેરે વગેરે) હૃદયની સમગ્ર રસનાડીની નસોમાં તનમનાટ ઉપજાવે એવી અતિશય ચમત્કારિક, ઉત્સાહક, બોધદાયક મનોહર, રસદાર નવી નવી નવલકથાઓ પ્રકટ થાય છે. દરેક વિષયનું વાંચન ઉત્તમ, સુબોધ, નિર્દોષ આનન્દ તથા ગમ્મત સાથે જ્ઞાન આપ્યા વિના રહેતુંજ નથી ! પ્રસિદ્ધ છાપખાનાની સુંદર છપાઈ ઉપરાન્ત આ નવલકથાનું પૂઠું મજબૂત બોર્ડ ઉપર સુંદર અને સુશોભિત કરવામાં આવ્યું છે.

**જાહેર ખબર માટે ઉત્તમ તેમજ સસ્તું સાધન છે.**

આત્મોન્નતિ અને દેશોન્નતિને માટે ઉત્સુક સ્ત્રી પુરુષોને નજીવી કિંમતે મળતો અમૂલ્ય લાભ! કાગળ અને છપાઈની કંઈક તુલના કરો; અને હૃદયાત્મા "હા" કહે તોજ નામ નોંધાવો:—

**પ્રથમ પુસ્તક તૈયાર છે.**

(દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જુદું સમજવું.)

વધુ ખુલાસા [illegible] આનાની ટીકીટ મોકલી પૂછો:—

વ્યવસ્થાપક, **'વિવિધ વાર્તામાળા.'**

રાયપુર—અમદાવાદ.